# વિજ્ઞાપન



આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી શ્રીમંત પતિતપાવન મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી સી એસ આઇ, જી સી આઇ. ઇ, એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઇને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મુકેલી છે તેના વ્યાજમાથી " શ્રી સયાજી સાહિત્યમાળા " રૂપે વિવિધ વિષયોને લગતા પુસ્તકો તૈયાર કરાવવામા આવે છે.

તદનુસાર આ " **પ્રાચીન પૂર્વ** " નામનુ પુસ્તક રા. દલપતરામ ઇચ્છારામ પાઠક, બી એ, એમની પાસે તૈયાર કરાવવામા આવેલુ તેને ઉક્ત માળામા ૨૩૬ મા પુષ્પરૂપે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાંતર શાખા<br>પ્રાચ્યવિદ્યા મંદિર,<br>વડોદરા<br>તા ૨૦-૪-૩૫ | મ ર મજમુદાર<br>ભાષાંતર મદદનીશ | ભા કા ભાટે<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય. |

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના



આધુનિક કાળમાં લોકોની દૃષ્ટિ હરેક પ્રકારના સાહિત્ય તરફ દોરાયલી છે. તેવા સમયમાં ઐતિહાસિક સાહિત્ય તરફ પણ તેમનું લક્ષ ખેંચાય તો તેમાં કાંઈ નવાઇ જેવું નથી. હાલના સમયમાં અર્વાચીન કાળના ઇતિહાસ તરફ તો પૂરતું લક્ષ અપાય છે; એટલું જ નહિ પણ ખૂબીની વાત તો એ છે કે અત્યંત પ્રાચીન કાળનો ઇતિહાસ કે જેને વિષે લોકનો મોટો ભાગ અત્યાર સુધી લગભગ અજ્ઞાત હતો તેનો પણ અભ્યાસ યુરોપ અને અમેરિકાના પંડિતોએ કરવા માંડેલો છે. જર્મન, ફ્રેંચ અને અંગ્રેજ વગેરે પ્રજાઓએ લાખો અને કરોડો રૂપિયા પ્રાચીન શોધખોળોને માટે ખરચી નાંખવામાં પાછી પાની કરી નથી. રોજ ને રોજ પ્રાચીન કાળની નવી નવી વસ્તુઓ જડી આવે છે અને તેમના પરથી જૂદા જૂદા તર્કવિતર્ક બંધાઈ પ્રાચીન કાળનો ઇતિહાસ લખાતો જાય છે.

આ શોધખોળનો પવન હિંદુસ્તાનમાં પણ વાયો છે, અને આ દેશના કેટલાક પંડિતો પણ આ દેશના પ્રાચીન હસ્તલિખિત શિલાલેખો ખોળી કાઢી, હિંદના પ્રાચીન ઇતિહાસ પર અજવાળું નાંખવાનો પ્રયત્ન કરી રહ્યા છે. શોચનીય વાત ફક્ત એટલીજ છે કે આવી શોધખોળનો ઇતિહાસ ફક્ત અંગ્રેજી ભાષામાંજ લખવામાં આવે છે, ગુજરાતી ભાષામાં, દાખલા તરીકે, પ્રાચીન ઇતિહાસનાં પુસ્તકો હશે તો તે ફક્ત ગણ્યાંગાંઠ્યાંજ. આવા સંજોગોમાં વિદ્યમાન શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણીખાતાએ પ્રાચીન ઇતિહાસનાં પુસ્તકોને ગુજરાતીમાં ઉતરાવવાનું જે શુભ કાર્ય આરંભેલું છે તે ખરેખર સ્તુતિપાત્ર છે.

સદરહુ પુસ્તક એવા જ હેતુથી તૈયાર કરેલું છે, તે વાંચવાથી પૂર્વ દેશની પ્રજાઓની પ્રાચીન સંસ્કૃતિ સમજવામાં વાંચકને મદદ મળશે તો લીધેલો શ્રમ સાર્થક થશે.

કોઠી પાસે,<br>વડોદરા.

દ. ઈ. પાઠક.

# ઉપોદ્‌ઘાત.

આ ગ્રંથનું નામ "પ્રાચીન પૂર્વ" શા માટે રાખવામાં આવ્યું તેને માટે વિવેચનરૂપે થોડા શબ્દો લખવાની જરૂર પડશે, કારણ કે તેના દરેક શબ્દો સમય તથા સ્થળની અનેક કલ્પનાઓ દર્શાવવા માટે વાસ્તવિક રીતે વાપરી શકાય તેમ છે આધુનિક સમયમાં "પૂર્વ" એટલે સાધારણ રીતે એશિયા ખંડ અને તેને લગતા ટાપૂઓ, આફ્રીકાનો કેટલોક ભાગ–ખાસ કરીને ઉત્તર ભાગ કે જ્યાં જનસમૂહ અને જીવનસ્થિતિ ઘણીખરી એશિયાના જેવી જ છે–અને યુરોપ ખંડના અગ્નિકોણ (દક્ષિણ પૂર્વ) માં આવેલા અને પૂર્વના કેટલાક પ્રદેશો, એમ સમજવામાં આવે છે

આથી કરીને હાલના ગ્રંથમાં "પૂર્વ" એ સંજ્ઞા પશ્ચિમ એશિયાને જ લાગુ કરવી એ મનસ્વી દેખાશે પણ એ દોષમુક્તિને માટે શિરોનામમાં મે જે વિશેષણ વાપર્યું છે તેનું સ્મરણ કરીશું તો જણાશે કે મારે તો અર્વાચીન નહિ પણ પ્રાચીન પૂર્વ વિષે લખવાનું છે અને તેથી પુરાતન કાળમાં યુરોપીઅન ઇતિહાસકર્તાઓએ 'પૂર્વ' શબ્દનો જે અર્થ કર્યો હશે તેજ અર્થ હું પણ લઉં તો કાંઇ ગેરવ્યાજબી થશે નહિ હેરોડોટસ અને તેના સમકાલીન ગ્રીક લોકો, ઇજીપ્ત, અરબસ્તાન અને હિંદુસ્તાનને "દક્ષિણ તરીકે ઓળખતા અને "ઉત્તર" એટલે તેઓ થ્રેસ અને સીરીઆ સમજતા અને આણીગમના (ગ્રાસ તરફના) એશિયાને તેઓ "પૂર્વ" કહેતા, કારણ કે એ પ્રદેશોની આગળ સમુદ્રના કલ્પિત પ્રવાહ સિવાય બીજુ કાંઇ પણ હશે એમ તેમને ખ્યાલ નહોતો બીજુ "પૂર્વ" એ શબ્દના ઉપર મે જે સંકોચ મુકયો છે તે સ્વત મનસ્વી નથી એટલું જ નહિ પણ તેશે તો મને બીજા સંજોગોમાં એ શબ્દનો જે મનસ્વી અર્થ કરવાની ફરજ પડત તેને

ખરેખર ટાળી નાખી છે, કારણ કે આધુનિક સમયમાં એ શબ્દ અમુક પ્રકારના લોકો જે જે પ્રદેશમાં હોય છે તે તે પ્રદેશોના દર્શક તરીકે વાપરવામાં આવે છે, અને એ પ્રકારને માટે પોતાનો જે પ્રમાણે અભિપ્રાય હોય તે પ્રમાણે, જે દરેક માણસ " પૂર્વ " નો વિચાર કરે છે અગર તે વિષે લખે છે તે, તેના પ્રદેશને વિસ્તીર્ણ અગર સંકુચિત કરે છે.'

" પ્રાચીન " એ શબ્દના ઉપર આગળનાં પ્રકરણોમાં જે મર્યાદા મુકવામાં આવી છે અથવા તેનો જે ટુંકો અર્થ તે પ્રકરણોમાં દર્શાવવામાં આવ્યો છે તેને સાબીત કરવાનું કામ વળી એથી પણ વધારે મુશ્કેલ છે. એ શબ્દ તો વળી પહેલા શબ્દના કરતાં પણ વધારે મોઘમ અને જુદી જુદી રીતે વાપરવામાં આવે છે. જો કે સાધારણ રીતે એનો અર્થ " અર્વાચીનથી ઉલટું " એ પ્રમાણે કરવામાં આવે છે તો પણ કેટલીક બાબતોમાં અને ખાસ કરીને ઇતિહાસના અભ્યાસમાં હમેશાં અર્વાચીન એટલે પ્રાચીનની પૂર્ણતા અને અર્વાચીનની શરૂઆત એમ સમજવામાં આવતું નથી પણ એ શબ્દ તો સરખામણીમાં જે તાજું અગર નવું હોય તેને માટે મુકવામાં આવે છે. દાખલા તરીકે ઇતિહાસમાં જે અનિશ્ચિત સમયને મધ્યમ અને અજ્ઞાનતાનો કાળ કહેવામાં આવે છે તેની, અને ગતાવલોકનની રીતિએ જેને આપણે સાધારણ રીતે ( ખાસ કરીને યુરોપમાં ) પ્રાચીન માનીએ છીએ તેની વચમાં ઘણો મોટો ગાળો પડતો જોવામાં આવે છે. વળી ઐતિહાસમાં " પ્રાચીન " ના નિઃશંક વિસ્તારમાંથી સાધારણ રીતે આપણે બે નોખા ભાગ પાડી શકીએ છીએ–એક " પૂર્વ ઐતિહાસિક " અને બીજો " ઐતિહાસિક ". આમાંના પહેલા વિભાગમાં જે સમયને વિષે, જીવંત સાહિત્ય જોતાં, મનુષ્યની સ્મરણશક્તિ પહોંચી શકી નથી, તે સમય મુકવામાં આવે છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે આપણને " પૂર્વ ઐતિહાસિક " કાળનું કાંઇ

પણ જ્ઞાન હોઇ શકે જ નહીં. ઉલટ પુરાતની ચીજોની શોધખોળને આધારે, નિશ્ચિત અનુમાન દ્વારા " ઐતિહાસિક " કાળના કેટલાક વિભાગો કરતા પણ આપણને તેને ( પૂર્વ ઐતિહાસિક ) વિષે વધારે જ્ઞાન હોઇ શકે. પણ એ શોધખોળથી મળી આવેલા લેખો દ્વાન મળેલું જ્ઞાન ઐતિહાસિક કહેવાય નહીં. એનાથી તો પ્રતિ વાર્ષિક બનેલો ઇતિહાસ જાણી શકાય; કારણ કે એ લેખો મનુષ્યની બુદ્ધિરૂપી કસોટી કે જે દરેક બનાવને કાર્યકારણ રૂપ દૃષ્ટિથી જુએ છે, તેમાથી પસાર થએલા નથી એ ઉપરાંત વળી દરેક ઇતિહાસકાર, " પૂર્વ ઐતિહાસિક " અને " ઐતિહાસિક " કાળ વચ્ચેની સીમા પોતપોતાની માનસિક દૃષ્ટિ પ્રમાણે બાંધે છે અને જેમ જેમ શોધખોળ વધતી જાય છે તેમ તેમ તે બદલાવાની એટલી બધી વળી રહે છે કે તે કદી પણ ચોકકસ રીતે નકકી કરી શકાતી નથી તેમ દરેક સુધારાને માટે તે કાઇ એક સરખી હોતી નથી દાખલા તરીકે ઇજીપ્તને માટે આપણી પાસે વ્યાજબીપણે ઐતિહાસિક કહી શકાય એવો સાહિત્યનો મોટો જથ્થો છે અને જો કે એલામ અને બાબીલોનીઆના સુધારા ઇજીપ્તના સુધારા કરતા ઘણા જુના હતા તો પણ તેમના વિશ્વાસપાત્ર સાહિત્યના સમય કરતા પણ એ (ઇજીપ્તના) સાહિત્યનો સમય ઘણો પુરાતની છે

જે પ્રદેશને અહીંઆ " પ્રાચીન પૂર્વ " એ નામથી ઓળખવામા આવ્યો છે તેને માટે આપણી પાસે ઐતિહાસિક કાળમા લખાયલા સાહિત્યના બે જ જથ્થાઓ છે એ બે જથ્થાઓ પૈકી એક ગ્રીક અને બીજો યાહુદી છે, અને જો કે બન્ને જથ્થાઓ એક બીજાથી સ્વતંત્ર છે તો પણ ખુબી એ છે કે તે બન્ને જ્યારે ઇ સ પૂર્વે ૧૦૦૦ પહેલાની વાતો કરે છે ત્યારે તેમના સાંહેનો સંબંધ તુટી જાય છે અને માન્યતા ઓછી થઇ જાય છે. વળી પ્રો સાયરે પોતાના ( ડૉન ઓફ હીસ્ટરી ) " Dawn of History " નામના ઉમદા

ખરેખર ટાળી નાખી છે, કારણ કે આધુનિક સમયમા એ શબ્દ અમુક પ્રકારના લોકો જે જે પ્રદેશમા હોય છે તે તે પ્રદેશોના દર્શક તરીકે વાપરવામા આવે છે, અને એ પ્રકારને માટે પોતાનો જે પ્રમાણે અભિપ્રાય હોય તે પ્રમાણે, જે દરેક માણસ " પૂર્વ " નો વિચાર કરે છે અગર તે વિષે લખે છે તે, તેના પ્રદેશને વિસ્તીર્ણ અગર સંકુચિત કરે છે

" પ્રાચીન એ શબ્દના ઉપર આગળના પ્રકરણોમા જે મર્યાદા મુકવામા આવી છે અથવા તેનો જે ટુકો અર્થ તે પ્રકરણોમા દર્શાવવામા આવ્યો છે તેને સાબીત કરવાનુ કામ વળી એથી પણ વધારે મુશ્કેલ છે એ શબ્દ તો વળી પહેલા શબ્દના કરતા પણ વધારે મોઘમ અને જુદી જુદી રીતે વાપરવામા આવે છે જો કે સાધારણ રીતે એનો અર્થ ' અર્વાચીનથી ઉલટ ' એ પ્રમાણે કરવામા આવે છે તો પણ કેટલીક બાબતોમા અને ખાસ કરીને ઇતિહાસના અભ્યાસમા હમેશા અર્વાચીન એટલે પ્રાચીનની પૂર્ણતા અને અર્વાચીનની શરૂઆત એમ સમજવામા આવતુ નથી પણ એ શબ્દ તો સરખામણીમા જે તાજુ અગર નવુ હોય તેને માટે મુકવામા આવે છે દાખલા તરીકે ઇતિહાસમા જે અનિશ્ચિત સમયને મધ્યમ અને અજ્ઞાનતાનો કાળ કહેવામા આવે છે તેની, અને ગતાવલોકનની રીતિએ જેને આપણે સાધારણ રીતે ( ખાસ કરીને યુરોપમાં ) પ્રાચીન માનીએ છીએ તેની વચમા ઘણો મોટો ગાળો પડતો જોવામા આવે છે વળી ઈતિહાસમા " પ્રાચીન ના નિશક વિસ્તારમાથી સાધારણ રીતે આપણે બે નોખા ભાગ પાડી શકીએ છીએ—એક " પૂર્વ ઐતિહાસિક " અને બીજો ' ઐતિહાસિક ' આમાંના પહેલા વિભાગમાં જે સમયને વિષે જીવત સાહિત્ય જોતા, મનુષ્યની સ્મરણશકિત પહોચી શકી નથી, તે સમય મુકવામાં આવે છે આ ઉપરથી એમ સમજવાનુ નથી કે આપણને " પૂર્વ ઐતિહાસિક " માળનું કાંઇ

પણ જ્ઞાન હોઇ શકે જ નહીં ઉનટ પુરાતની ચીજોની શોધખોળને આધારે, નિશ્ચિત અનુમાન દ્વારા " ઐતિહાસિક " કાળના કેટલાક વિભાગો કરતા પણ આપણને તેને ( પૂર્વ ઐતિહાસિક ) વિષે વધારે જ્ઞાન હોઇ શકે પણ એ શોધખોળથી મળી આવેના લેખો દ્વારા મળેલું જ્ઞાન ઐતિહાસિક કહેવાય નહીં એનથી તો પ્રતિવાર્ષિક બનેનો ઇતિહાસ જાણી શકાય, કારણ કે એ લેખો મનુષ્યની બુદ્ધિરૂપી કસોટી કે જે દરેક બનાવને કાર્યકારણ રૂપ દૃષ્ટિથી જુએ છે, તેમાથી પસાર થએના નથી એ ઉપરાત વળી દરેક ઇતિહાસકાર, " પૂર્વ ઐતિહાસિક " અને " ઐતિહાસિક ' કાળ વચ્ચેની સીમા પોતપોતાની માનસિક દૃષ્ટિ પ્રમાણે બાધે છે અને જેમ જેમ શોધખોળ વધતી જાય છે તેમ તેમ તે બદનાવાની એની બધી વળી રહે છે કે તે કદી પણ ચોકકસ રીતે નકકી કરી શકાતી નથી તેમ દરેક સુધારાને માટે તે કાઇ એક સરખી હોતી નથી દાખના તરીકે ઇજીપ્તને માટે આપણી પાસે વ્યાજબીપણે ઐતિહાસિક કહી શકાય એવો સાહિત્યનો મોટો જથ્થો છે અને જો કે એલામ અને સામીલોનીઆના સુધારા ઇજીપ્તના સુધારા કરતા ઘણા જુના હતા તો પણ તેમના વિશ્વાસપાત્ર સાહિત્યના સમય કરતા પણ એ (ઇજીપ્તના) સાહિત્યનો સમય ઘણો પુરાતની છે

જે પ્રદેશને અહીંઆ ' પ્રાચીન પૂર્વ " એ નામથી ઓળખવામા આવ્યો છે તેને માટે આપણી પાસે ઐતિહાસિક કાળમા લખાયલા સાહિત્યના બે જ જથ્થાઓ છે એ બે જથ્થાઓ પૈકી એક ગ્રીક અને બીજો યાહુદી છે અને જો કે બન્ને જથ્થાઓ એક બીજાથી સ્વતત્ર છે તો પણ ખુબી એ છે કે તે બન્ને જ્યારે ઇ સ પૂર્વે ૧૦૦૦ પહેલાની વાતો કરે છે ત્યારે તેમના સાહેનો સંબધ તુટી જાય છે અને માન્યતા ઓછી થઇ જાય છે વળી પ્રો સાયરે પોતાના ( ડૉન ઓફ હીસ્ટરી ) " Dawn of History " નામના ઉમદા

પુસ્તકમાં "પૂર્વ" ના પૂર્વ ઐતિહાસિક કાળ વિષે વિવેચન કરેલું છે તેથી કરીને બધી રીતે જોતાં ઐતિહાસિક કાળ વિષે લખવામા છ. સ પૂર્વે ૧૦૦૦ વર્ષ પહેલાંના કાળ તરફ દષ્ટિ કરવાની ફરજમાથી હું મુક્ત થાઉં છું

મારે ક્યાં અટકવું એ ધારી શકાય તેવું ઉપાય નથી એલેકઝાન્ડરે કરેલો ઇરાની રાજ્યનો નાશ, કે જે એક ઘણા કાળથી ચાલતા ઐહિક વિગ્રહનો અંત લાવે છે, અને જેનું વર્ણન કરવું એ મારૂં મુખ્ય કામ છે, તે પ્રાચીન ઇતિહાસના કોઇપણ એકનવાયા બનાવ કરતા વધારે નામાંકિત છે પણ ત્યા આગળ અચાનક અટકી જવાની સામે ગંભીર પ્રતિબંધો છે. આ જગ્યાએ જો હું અટકી જાઉં તો ઘણું કરીને દરેક વાચનારના મગજમા એવી અસર રહી જશે કે ગ્રીસે "પૂર્વ" જીતી લીધું તેથી કરીને, જે સૈમઓ રોમનોના એશિયા જીત્યા પહેલા વહી જવાના તેમનો ઇતિહાસ ગ્રીક મહારાજ્ય મા આવી જશે વળી તેમની ધારણામા એમ આવશે કે ગ્રીસે "પ્રાચીન પૂર્વ" ઉપરથી ફરી વળીને તેની અને "પ્રાચીન પશ્ચિમ" વચ્ચેની ભિન્નતા કાઢી નાખી હશે પણ આ વિચાર ઐતિહાસિક બનાવો જોતા સત્ય નથી મેસીડોનીઆએ આણી તરફના એશિયા ઉપર જે જીત મેળવી તે જીત ગ્રીક સુધારામા ઉછરેલા માણસોએ મેળવી હતી, પણ તેથી કરીને ગ્રીક સુધારાએ કાઇ પૂર્વમા ઝાઝી અસર કરી નહી પૂર્વ ઉપર તે વખતે પશ્ચિમની એક નજીવીજ અસર થએલી અને અત્યારે પણ તે અસર કાઇ બહુ મોટી નથી કેટલાક કારણોને લીધે પૂર્વ સફળપણે પશ્ચિમની અસરથી નિર્લેપ રહ્યું છે આ કારણોથી કેટલીક ભૂગોળ સંબધી બાબતો—જેવી કે ઉજ્જડ મુલકોનું ઘણુ મોટુ પ્રમાણ, અને એ પ્રદેશમા પાકતી મનુષ્યની જાતો—સૌથી બળવાન છે તેથી કરીને સરળતાની ખાતર અને ગ્રીસના (હેલેનીસ્ટીક) ઇતિહાસને નામે ઓળખાતી અજાણી

ભૂલભૂલામણીની ગુચવણમાથી બચવાને ખાતર હું ઇ સ પૂર્વે ૩૩૦ પછીના બનાવોનું ક્રમવાર વર્ણન કરીશ નહી, પણ હુ એક ઉપસંહાર લખવા માગું છું કે જેથી વાચકો ઇ સ પછી પશ્ચિમ એશિયામા જે બનાવો બને તે સમજવાને માટે તૈયાર થાય, અને ખાસ કરીને "પૂર્વ" એ "પશ્ચિમ" ઉપર જે ધાર્મિક જીત મેળવી તે સમજવાને તેઓ શક્તિવાન થાય પૂર્વએ પશ્ચિમ ઉપર જે કાઇ રાજકીય જીત મેળવી હશે તેના કરતા જગતના ઇતિહાસમા આ એક વધારે મહત્ત્વની બાબત છે

બીજું વાચકોને ઇતિહાસનો ક્રમ મારી રીતે ધ્યાનમા રખાવવાની આશાથી આ પ્રથમા જે પ્રદેશને 'પૂર્વ'' ના નામથી ઓળખવામા આવ્યો છે તેની ઉપર વચ્ચે વચ્ચે નજર ફેરવી જવાની યુક્તિ મે યોજી છે અને તે પ્રદેશના જુદા જુદા ભાગમા બનતી બીનાઓનુ ક્રમવાર વર્ણન કરવાની ઉતરતી અને વધુ વપગરા વાળી રીતિ મે ગ્રહણ કરી નથી આ રીતે પુન પુન કથન કર્યા વગર અને અહીંથી તહીં કુદકાઓ માર્યા વગર હું અમુક અમુક ભાગના ઇતિહાસના સરવાળા રૂપે આખા પૂર્વ પ્રદેશના ઇતિહાસનો ખ્યાલ આપવાની આશા રાખુ છુ જે જે વખતનુ પુનરાવલોકન કરવામા આવશે તે વખત મનસ્વી રીતે બસે બસે વર્ષના અતરે રાખેલો છે ઇ સ પૂર્વેનુ ૧૦૦૦, ૮૦૦, ૬૦૦, અગર ૪૦૦ મુ કોઇ પણ વર્ષ કોઇ નામાંકિત બીનાઓને માટે પ્રસિદ્ધ છે એમ નથી, અગર જે જે આંકડાઓ લેવામા આવેલા છે તે કોઇ ખાસ ઐતિહાસિક અર્થને માટે પસંદ કરવામા આવેલા નથી તેને માટે તો ૧૦૦૧, ૮૦૧, ઇત્યાદિ અગર તેટલાજ અંતરની બીજી કોઇ પણ સંખ્યાઓ લઇ શકાય વળી જે ૧૦૦૦ ની સખ્યા લઇને હુ શરૂ કરું છું તેને કાઇ પણ ગુહ્ય અર્થ લગાડવાનું પણ કારણ નથી એ તો શરૂઆત કરવાને એક ફાવતી સખ્યા છે માટે ગ્રહણ

કરી છે. આમ કરવાનું એક કારણ એ છે કે ગ્રીસ સાહિત્ય, જે એકલુંજ શરૂઆતના ઇતિહાસને માટે કંઇક ઉપયોગી છે તે, તે સમય લગણ પહોંચે છે. અને બીજું કારણ એવું છે કે ઇ. સ. પૂર્વે ૧૦૦૦મું વર્ષ એક ઉથલપાથલના સમયમાં આવી જાય છે; અને એ સમયમાં પાછળથી ઇતિહાસ ઉપર ઉંચામાં ઉંચી અસર કરવાને સરજાયલી કેટલીક પ્રજાઓ તેમના પોતાના ઐતિહાસિક સ્થાનમાં આવી વસતી હતી.

પૂર્વ અને મધ્ય એશિયા માઇનરના લોકોનું પશ્ચિમ તથા દક્ષિણ તરફ જે પ્રયાણ ઉત્તર-પશ્ચિમ અને ઉત્તર-પૂર્વ તરફના એક અસ્પષ્ટ દબાણને પરિણામે ઉદ્‌ભવ્યું હતું તે ધીમે ધીમે નરમ પડયું હતું, અને તેથી કરીને પશ્ચિમ દ્વીપકલ્પ નાનાં નાનાં ઉપરાજ્યોમાં વહેંચાઇ ગયો હતો. આ દબાણ પૂર્વ અને મધ્ય એશિયા માઇનરને એક સૈકાથી પણ વધારે વખતથી કનડતું હતું, અને દેખીતી રીતે તેણે કૅપેડોશીઆની હદાઇ સત્તાનો અંત આણ્યો હતો. આડકતરી રીતે આજ ચળવળથી ઉત્તર સીરીઆમાં પણ એવુંજ પરિણામ આવ્યું હતું. આજ પૂર્વ તરફથી ચાલી આવતા ઇરાની પ્રજાઓના એથી પણ વધારે અગત્યના પ્રયાણે બે મોટી પ્રજાઓને મેસોપોટે-મીઅન લાગવગના જુના મુલકની ઉત્તર પૂર્વ અને પૂર્વ સીમાઓ ઉપર એક કરી દીધી હતી. આ બે પ્રજાઓ તે મીડીઆના લોકો અને પરશનો હતા. આ બન્ને પ્રજાઓમાં વધારે ઉંચી ખીલવણીનાં બી રોપાયલાં હતાં. થોડાક વખત અગાઉ સીરીઆના અને અરબીઆ-ના રેતાળ પ્રદેશમાં, અશાંતિના સમયમાં, ભટકતા આરબ લોકો તેમની પશ્ચિમ સીમા ઉપર આવેલા પ્રદેશમાં રહી રહીને ઘુસ્યા કરતા હતા, અને તેને પરિણામે સીરીઆના દરેક ભાગમાં નવાં સેમીટીક રાજ્યો પેદા થયાં હતાં. આ રાજ્યો ઉત્તર પશ્ચિમે શેમલથી તે ( કદાચ સીલીશીઆથી પણ એમેનસને પેલે પાર ) હેમથ,

દમારકસ અને પેલેસ્ટાઇન લગી પ્રસરેલા હતા. ઉપસંહારમા એશિયાઇ પૂર્વનો ઇતિહાસ ઇ. સ. પૂર્વે ૧૦૦૦ કરતાં બહુ પાછળ લઇ નહીં જવાને બીજું એક કારણ એ છે કે તે સમય પહેલાંનું કાળક્રમ વૃત્તાત બહુ ભરોસાલાયક નથી દશમા સૈકાની આખરે એસીરીઆની એપોનીમ યાદીઓ (એટલે મુખ્ય વાર્ષિક અમલદારોના નામની યાદીઓ) ની સાથે પશ્ચિમ એશિયામા દરેક બીનાઓની તારીખ વાર નોધ રાખવાની શરૂઆત થાય છે, અને બાબીલોનીઆમા તો હજુ પણ આશરે બસેં વર્ષ સુધી કાઇ પણ ચોકકસ કાળક્રમ વૃત્તાત છે જ નહીં યાહુદી લોકોના ઇતિહાસમા વિશ્વાસપાત્ર કાળાનુક્રમ વૃત્તાત અહબના ઇઝરાયલ ઉપરના રાજ્ય વખતે એસીરીઆની નોધપોથીઓએ તેને માટે લખવાનુ શરૂ કર્યું ત્યાર પહેલા છે જ નહીં પશ્ચિમ એશિયાની બીજી બધી પ્રજાઓ અને રાજ્યો માટે તો આપણને એસીરીઆ, બાબીલોન અને યાહુદી વૃત્તાંતો સાથેના બલ્કે ચોકકસાઇ વગરના અને અનુમનિક સમકાલીન બનાવો ઉપર આધાર રાખવો પડે છે કદાચ કોઇ રડીખડી બીનાઓની સાલ ઇજીપ્ત અને ગ્રીસની પરદેશી તવારીખોમાથી કલ્પી શકાય

જે પ્રદેશની સામાજિક સ્થિતિનુ આપણે ઇ સ પૂર્વે ૧૦૦૦ મા નિરીક્ષણ કરીશું અને જેનું થોડે થોડે અતરે આપણે પુનરાવલોકન કરીશું તે પ્રદેશ પૂર્વે ઇરાની અખાતને મથાળેથી તે કાસ્પીઅન સમુદ્ર સુધી દોરાતી એક કલ્પિત લીટીથી મર્યાદિત થએલો પશ્ચિમ એશિયા છે આ લીટી બરાબર સીધી સપાટ દોરવાની નથી, પણ લગાર આડકતરી દોરવાની છે કે જેથી કરીને પુરાતન પૂર્વમા મધ્ય ઇરાનના અગરના રણની ડાબીબાજુએ આવેલો બધો એશિયા તેમા સમાઇ જાય આ પ્રદેશની ત્રણ બાજુએ દરિયો અને ચોથી બાજુએ રણ આવેલું છે અસાધારણ રીતે મજબુત સીમા-

એને વીજે અગર ઘણા મોટા પ્રાકૃતિક તફાવતોને લીધે અંદરખાનેથી તેના ૫ ભાગ પડે છે તે ભાગો નીચે પ્રમાણે છે

(૧)—ત્રણ બાજુએ દરિયાથી વીંટાયલો અને બાકીના બધા ખંડથી ઉંચી અને ઘણી જ પહોળી પર્વતની હારોથી જુદો પડેલો એક પાશ્ચાત્ય દ્વીપકલ્પ કે જેનું નામ યોગ્ય રીતે એશિયા માઇનર આપવામા આવેલું છે તે પહેલો ભાગ છે એને એશિયા માઇનર કહેવામા આવે છે, કારણ કે તેની ઘણીખરી બાબતોમા એશિયા ખંડની સામાન્ય ખુબીઓ આવી જાય છે

(૨)—ઝાડીઝાખરાથી ભરેલો અને પહાડી મુલક કે જે મધ્ય પ્રદેશનો બાકી રહેલો ઉત્તર ભાગ પુરો કરે છે અને પશ્ચિમે આવેલા એશિયા માઇનરના ઉંચા પ્રદેશથી જ નહિ પણ દક્ષિણે, ઉત્તરે અને પૂર્વે આવેલા વિશાળ અને સીધા ઉતરતા મેદાનોથી પણ તદ્દન જુદા જ પ્રકારનો છે તે બીજો ભાગ છે આ ભૂમિને માટે કદી પણ કદાચ એક નામ નહોતું, જો કે તેનો મોટો ભાગ ઉગરડું આરમીનીઆ અગર કુર્દિસ્તાનમા જુદે જુદે વખતે ગણવામા આવેલો છે તો પણ સગવડતાને ખાતર આપણે તેને આરમીનીઆ કહીશું

(૩)—એક સાંકડી પટી કે જે ઉપલા બંને ભાગથી દક્ષિણ તરફ જાય છે અને જે તે બંનેના કરતા સામાન્ય રીતે ઘણા જ થોડા ઉંચાણવાળી છે તે ત્રીજો ભાગ છે આ ભાગ-પશ્ચિમે દરિયાથી અને દક્ષિણે અને પૂર્વે વિશાળ

રણોથી ઘેરાયલો છે અને તે ખાસ ગ્રીસના વખતથી સાધારણ રીતે સીરીઆને નામે ઓળખાય છે.

(૪)—દક્ષિણે આવેલો એક મહાન દ્વીપકલ્પ જે ઘણોખરો ઉજ્જડ છે તે આપણો ચોથો ભાગ છે. તે ઉંચાણમાં આવેલો છે અને જમીનની બાજુએ રેતીથી વિંટાયલો છે અને તેનું નામ પ્રાચીન કાળથી જ અરબસ્તાન છે.

(૫)—આરમીનીઆ અને અરબસ્તાનની વચ્ચે એશિયાખંડમાં ધુસતો એક પહોળો પ્રદેશ, જેમાં યુફ્રેતીસ અને ટૈગ્રીસ એ બે નદીઓનો વચલો અને નીચો ભાગ આવેલો છે તે, પાંચમો ભાગ છે. એ બે નદીઓ આરમીનીઆમાંથી નીકળી એ પ્રદેશના મોટા ભાગમાં વહે છે. એની જમીન નાના પ્રકારની છે. પશ્ચિમે અને મધ્યમાં તદ્દન ઉજ્જડ પ્રદેશ છે, અને પૂર્વના ભાગો ઘણા જ ફળદ્રૂપ છે. પણ જ્યાં સુધી તેની ઉત્તરે આરમીનીઆની અને પૂર્વે જે છઠ્ઠો ભાગ હજુ વર્ણવવાનો બાકી છે તેની સરહદ તરફ ઉંચાણ પકડવાની શરૂઆત થતી નથી ત્યાં સુધીનું તેનું ઉંચાણ સાધારણ રીતે જુજ છે. તેના બધા વિભાગોને ( એ નદીઓની વચ્ચેના પ્રદેશ અને ટૈગ્રીસના પેલીપારના મુલકોને ) કોઇ સામાન્ય નામથી કદી પણ ઓળખવામાં આવ્યા નથી; પણ મેસોપોટેમીઆ એ શબ્દ જો કે ખોટો છે તો પણ સાધારણ રીતે હાલના વખતમાં તેને માટે વપરાય છે, અને આપણે પણ કોઇ વધારે સારા નામને અભાવે તેજ વાપરીશું.

(૬)—એક ઉંચી સપાટીવાળો પ્રદેશ કે જેને ઉંચી પર્વતની

ડાગેએ મેસોપોટેમીઆ અને આરમીનીઆથી જુદો પાડી નાંખ્યો છે અને જે પાછળ પ્રાચીન પૂર્વની સરહદના રણ સુધી પ્રસરેલો છે તે ત્રીજો ભાગ છે. જો કે વાસ્તવિક રીતે આ પ્રદેશ ઇરાન દેશનો એકલો પશ્ચિમ ભાગ છે તો પણ તેને ઇરાન કહેવાને કાંઈ વાંધો નથી.

# પ્રાચીન પૂર્વ

## પ્રકરણ ૧

### ઇ. સ. પૂર્વે ૧૦૦૦ માનુ પૂર્વ.

ઇ સ પૂર્વે ૧૦૦૦ મા પશ્ચિમ એશિયા જુદી જુદી જાતના નાના રાજ્યોમા વહેચાઇ ગયો હતો અને તે બધા ઉપર ડ્જો ધરાવનાર કોઇ પણ શહેનશાહી સત્તા તે વખતે ત્યા હોય એમ આપણા જાણવામા નથી એની તવારીખમા એવુ ભાગ્યે જ બ યુ છે આપણા અવનોમ્ન પહેના હજાર વર્ષ ઉપર જ્યારથી તે મુખ્યત્વે સેમીટીક થયો ત્યારથી, કોઇ વખત લાગલાગટ ઘણી સત્તાઓ હેઠળ તો કોઇ વખત એક પછી એક જુદી સત્તાઓ હેઠળ તે હતો આ સત્તા ચનાવનારા રાજ્યોમા ખાસ કરીને અ દરના ત્રણ અને મહારનુ એક રાજ્ય હતુ

#### બાબીલોનનુ રાજ્ય

આ રાજ્યોમા જેણે પારકા મુનકો પર સત્તા ચનાવવામા પહેલ કરી હતી તેને જ નશીબે તે સત્તા ઘણી ઘણી ઉથલપાથલ પછી પણ સૌથી લાંબો વખત ભોગવવાનુ લખેનુ હતુ કારણ કે શહેનશાહતોને જે ક્ષીણતા લાગે છે તે દુરસ્ત કરવાને કુદરતી રીતે તે સૌથી સારી જગ્યામા મુકાયનુ હતુ જે પ્રદેશને પાછળથી આપણે બાબીલોનીઆને નામે જાણીશુ તે આજ હતો ઐતિહાસિક કાળમા જે શહેર આ પ્રદેશ ઉપર સત્તા ચનાવતુ હતુ તેના ઉપરથી એ નામ પાડવામા આવ્યુ હતુ પણ એ સત્તા કાઈ તના હાથમા પહેનેથી જ ન હોતી તેમ બાબીનોનીઆનો જાતનો સુધારો પણ કાઇ તેમાથી ઉતરી આવેનો નહોતો આ માન જો કોઇ પણ શહેરને આપવા

લાયક હોય તો તે " ઉર " શહેર છે, કે જેણે સૌથી પ્રથમ અને માચેમાચું " બાબીલોનીઆ "નું રાજ્ય સ્થાપ્યું. બાબીલોનીઆની મત્તા સૌથી પ્રથમ સ્થાપવામાં તેના અમલી રહેનારી સુમેરીઅન લોકો, જેઓ સ્થાનિક કેળવણીમાં જે કાંઇ ઓછુંના હતી તેને લાવનાર હતા, તેમનો હાથ નહોતો. પણ તે કરનાર તો મુકાબલે જંગલી પ્રદેશમાંથી આવીને દેશમાં ઘુસી ગએલા સેમીટીક લોકો હતા. વળી જે લોકો હમણાં એમ કહે છે કે અક્કાડના સારગોન અને તેના દીકરા નારમસીનનું રાજ્ય યુફ્રેતીસ અને ટૈગ્રીસ નદીના વચલા ભાગની પેલી પાર કદી પણ ગયું જ નથી, તેમને પગલે આપણે ચાલીએ તો આમાંના જે લોકો સૌથી પહેલા ઘુમનાર હતા તેમનું પણ એ કામ ન હતું, પણ તે કામ તો પાછળથી જે ટોળાં આવ્યાં તેમણે બજાવ્યું હતું. આ લોકો, અરબસ્તાન કે જે હંમેશા કદાવર દેશાંતર કરનાઓની માતૃભૂમિ તરીકે ઓળખાય છે, તેમાથી ઇ ન પૂર્વે ચોવીસો પચ્ચીસો વર્ષ પહેલા ઉભરાઇ આવ્યા હતા આ દેશાંતરે સીરીયાને કેનેનાઇટોથી ભરી નાખ્યું, અને અંતે ઇજીપ્તમાં હીકસોસ અથવા " ભરવાડ રાજાઓ " સ્થાપ્યા, એસીરીયાને તેની જાથુની સેમીટીક વસ્તી આપી, અને સુમર અને અક્કાડને પાછળથી ( કાળમાનશાસ્ત્રી ) ઇતિહાસકારોએ જેને પહેલો બાબીલોનીઅન રાજવંશ કહ્યો છે તે આપ્યો પણ આ સેમીટીક માથાંમારુઓમાં સમકાલીન ઇજીપ્તના અથવા સુમેરીઅન સુધારાના મુકાબલામાં મુકાય એવો સુધારો નહિ હોવાથી જેમ જેમ તેઓ સ્થાયી થતા ગયા તેમ તેમ તેઓએ ન છુટકે અને જલદીથી આ બંને સુધારાઓ ગ્રહણ કર્યા.

પણ આની સાથે તેઓએ ( ખાસ કરીને મેસોપોટેમીઆમા કે જેનો અડધો ભાગ ક્યારનોએ સેમીટીક મત્તા તળે આવી ગયો હતો ) કેટલાક એડાવી લોકોને લગતા વિચારો અને પ્રેરણાઓ, કે જેની અસર તેમની પાછલી તવારીખ ઉપર ઘણી ઉંડી થઇ છે, તે છોડી

દીધા નહી ઇતિહાસની દૃષ્ટિએ જોતા આમાથી સૌથી અગત્યનો વિચાર એક ધાર્મિક માન્યતા હતી કે જેને આપણે વધારે સારા નામના અભાવે શ્રેષ્ઠ એકેશ્વરવાદ ( Super-Monotheism ) કહીશુ આ માન્યતા વારંવાર ભટકતી પ્રજાઓમા મૂળ ઘાલીને બેઠેલી જણાય છે, અને તેઓ ભટકતી સ્થિતિમાથી મુક્ત થવા છતા પણ લાબા કાળ સુધી તે તેમને છોડતી નથી એ માન્યતા એવી છે કે આરબોના ગમે તેટલા પ્રજાકીય અથવા સ્થાનિક દેવતાઓ હોય તો પણ તે સર્વથી શ્રેષ્ઠ એક બીજો દેવ છે, તે એકજ અખડ છે એટલુ જ નહી પણ દુનીઆપર એકજ જગ્યાએ અને એકલો રહે છે એના લોકોના ટોળાઓ જ્યા જ્યા એક સાથે જાય ત્યા ત્યા તે પોતાની જગ્યા ખસેડે, પણ જો તેઓ જથાબધ નહીં હોય તો તેમ બને નહી અને એના આધિપત્યનો તો કોઇ પ્રતિસ્પર્ધી હોઇ શકે નહી સેમીટીક લોકોનુ જે જથાબધ સ્થળાતર થયું તેથી કરીને તે શ્રેષ્ઠ પિતા પરમેશ્વર નવા વતનાયના પ્રદેશના કોઇ પણ શહેરમા ન જતા ખાખીઓનમા રહેવા આવ્યો એ બીનાથી સામાજિક અને ગજીર ફેરફારો થયા છતા પણ, અજ્ઞાનતાના કારણથી તે આધુનિક સમય સુધી પવિત્ર રોમે જે શ્રેષ્ઠ પદવી ભોગવી હતી તેવીજ રીતની એ શહેરની પદવી પણ ઘણા સૈકાઓ સુધી કાયમ રહી બીજું આરબો તેમની સાથે તેમનો પગપૂરતો ઘાસચારાઓ સ્વભાવ લાવ્યા આ ટેવ પણ સ્થાયી થયા પછી લોકોમા જાગત રહે છે, અને તંબુમા તથા ઝુપડામા દર વર્ષે થોડોક વખત રહી આવે અને લુટફાટ કરવા દર વર્ષે જાય ત્યારે જ તેઓને સંતોષ વળે છે દર ઉનાળે લુંટફાટ કરવા જવાનો રીવાજ, જે હજુ પણ અરબસ્તાનમા દરેક કદાવર અને ઝનુની માણસ પાળે છે, તેને અમનના સેમીટીક લોકો પણ તેટલુ જ માન આપતા કારણ હોય યા ન હોય પણ આ રીવાજ તેઓ ચાલુ રાખતા અને એજ રીવાજ, મરહૂ

ઓળંગીને જે વાર્ષિક સ્વારીઓ તેઓ કરતા તેનું મૂળ અને હમેશનું ઉત્પત્તિસ્થાન હતો. શેડર લેઓમર, અમરા ફેલ અને બીજા ત્રણ રાજાઓ જોર્ડન નદીની ખીણમાં તેમની વાર્ષિક ફરજ બજાવતા હતા ત્યારે યાહુદી દંતકથા પ્રમાણે તેઓ અબ્રહામને મળ્યા હતા: અને હમણા નક્કી થયું છે તેમ જો અમરાફેલ એ હમુરાબીજ હોય તો, તે દંતકથાથી આ લુંટવા જવાનો ચાલ પહેલા બાબીલોનીઅન રાજવંશના વખતમા સારી રીતે પ્રસરેલો હતો એમ સાબીત થાય છે

વળી બાબીલોનીઅન અને આસીરીઅન રાજાઓની આ વાર્ષિક ચઢાઇઓ એ કાઇજ નહીં પણ ઉંચા પ્રકારે યોજેલી અને મોટા પાયા પરની લુંટફાટ કરવાની ચઢાઇઓ હતી, એ વાત ( જ્યારે આપણે સેમીટીક " શહેનશાહત " વિષે બોલીએ ત્યારે ) ધ્યાનમા રાખવાની છે આસીરીઅન ઇતિહાસમા આપણે ઘણે દૂર આવીએ છીએ ત્યા સુધી પરદેશમા છતેલા મુલકો માટે કાયમની રાજ્યવ્યવસ્થા સેમીટીક રાજ્યકર્તાઓએ કદી પણ કરેલી નહોતી પહેલા પહેલા રાજ્યકર્તાઓએ એટલે જે આસીરીઆના અસુરનસીરપાલના પહેલા થઇ ગયા તેઓ, લુટવાના, હંગો કરવાના, નાશ કરવાના અગર ખંડણી લેવાના ઇરાદાથી જતા અને પોતાનો હેતુ સફળ થાય એટલે પાછા પોતાના માણસોનુ એક કાયમનું લશ્કર અને કાયમના સુબાઓ રાખ્યા વગર અગર હારેલા શત્રુને પાછો લુંટવાનો વખત આવે ત્યા સુધી પોતાની મુનસફી માફક વર્તતો અટકાવવાને જાસુને માટે ખંડણીનો બોજો પણ રાખ્યા શિવાય તેઓ પાછા ફરતા. લુંટારૂ રાજાઓ કદાચ પરદેશી ખડકો ઉપર પોતાની બહાદુરી અને આગમનની નોંધ રાખતા, પણ તેઓ પાછા ફરતા કે તરતજ તેને ભુંસાઇ જવાનો ભય હતો ઘણું કરીને તો તેઓ પોતાની પાછળ પોતાના ખગમ કામની યાદગીરીજ મુકી જતા. મુલક સંબંધે કહીએ તો શરૂઆતની

બાબીલોનીઅન અને એસીરીયન "શહેનશાહત" નો અર્થ, અમુક પ્રદેશ કે જેની અંદર શહેનશાહ સબળ વિરુદ્ધતા વગર લુંટી શકે અને લુંટતો, એટલો જ હતો.

આમ છતાં પણ મોટા પાયા પર કરેલી આવી લુંટો શહેનશાહતનાં થોડાં ઘણાં પરિણામો લાવવાને બંધાયલી હતી અને તેની નોંધોથી નહીં પણ તેનાં પરિણામોથી આપણે બાબીલોનના રાજ્યની અસર ક્યાં સુધી પહોંચતી તે સારી રીતે જાણી શકીએ છીએ. તેની લાંબે સુધી પહોંચેલી અસરની મુખ્ય સાબીતીઓમાં પ્રથમ તો એશિયામાઇનરની હાટી કારીગરીમાં બાબીલોનીઅન તત્ત્વો છે. તેઓ પહેલેથીજ ( જ્યાં સુધી આપણું જ્ઞાન પહોંચે છે ત્યાં સુધી એટલે ઓછામાં ઓછું ઇ. સ. પૂર્વે ૧૫૦૦ સુધી ) બતાવે છે કે સ્વદેશી કારીગરો સેમીટીક નમુનાઓ શિવાય પોતાના વિચારોને રૂપ આપવાને ભાગ્યેજ શક્તિમાન હતા. બીજી સાબીતીમાં બાબીલોનીઅન લિપિ અને ભાષા તેમજ બાબીલોનીઅન ચોપડીઓ પણ સહેજ મોડેથી એશિયામાઇનર અને સીરીઆના રાજ્ય કરતા વર્ગો વાપરતા તે છે. ૧૮ મા વંશના ફેરાહોને ( ઇજીપ્તના રાજાઓને ) સીરીઅન શહેરના સુબાઓ પોતાના તુમારો બાબીલોનીઅન લિપિમાં લખતા. ( આ વાત વીસ વર્ષ ઉપર ઉપલા ઇજીપ્તમાં અમારના આગળ જડી આવેલાં દફતરો બતાવે છે. ) એ શોધથી, બાબીલોનીઅન અસર ઘણી જ વહેલી થઇને લાંબો વખત સુધી કાયમ રહી હતી તે વાતને એટલો સબળ ટેકો મળ્યો હતો કે, કેપેડોશીઆના હટ્ટાઇ રાજાઓ પણ રાજ્યમામલતમાં એજ લિપિ અને ભાષા વાપરતા, એવી હાલની શોધથી આપણે ભાગ્યેજ અજાયબ થયા છીએ.

બાબીલોનીઆ એટલો બધો ફળદ્રુપ અને બીજી રીતે પણ નશીબદાર હતો કે પશ્ચિમ એશિયાનાં બીજાં રાજ્યોનાં કરતાં તેને

મોંથી પહેલી શહેનશાહત મળી અને મોંથી છેવટે સુધી કાયમ રહી આ વાત આપણે ઉપર લખી ગયા છીએ જ્યારે આપણે ઇ મ પૂર્વે ૪૦૦ ના પશ્ચિમ એશિયાનું અવલોકન કરીશું ત્યારે આપણે જોઇશું કે ટૈગ્રીસ નદીના નીચલા પ્રદેશમાથી એક રાજા ત્યારે પણ તેના ઉપર અમલ ચલાવતો હતો પણ કેટલાક કારણોને લીધે બાબીલોનીઅન શહેનશાહત ઝાઝા વખત સુધી એક સરખી રહી નહીં એકેડીઅન અને સુમેરીઅન લોકો અસલી રહેવાસી હોઇ સ્થાયી, કેળવાયલા, અને વરકુકડી લોક હતા, જ્યારે બાબીલોનીઅન મહારાજ્યની સ્થાપના તો વધારે જોરાવર પરદેશીઓએ કરી હતી આ લોકોને પોતાના અસલી રહેવાસીઓની ભાગીતૂટી વફાદારીને લીધે ભય લાગતો હતો એટલુજ નહીં પણ તેઓને પરદેશીઓ તરફથી હુમલાનો પણ હમેશા ભય રહેતો, કારણ કે બાબીલોનીઆ દરેક બાજુએ તદ્દન ઉઘાડો છે તેના અસલી રહેવાસીઓ વારવાર ઇરાની અખાતને મથાળે આવેલા " દરિયાઇ પ્રદેશમા " લશ્કર જમાવીને તેમના ઉપરી સેમાઇટો ઉપર પાછળથી હલ્લો કરતા આથી કરીને ' દરિયાઇ પ્રદેશના ' લોકોના બળવાએ, અરબસ્તાનમા ધસી આવતા ટાળાઓ, યુફ્રેટીસ અને ટૈગ્રીસના પ્રદેશની દક્ષિણ-પૂર્વ સરહદ ઉપર આવેલા ઇલામના ડુંગરોમાથી પહાડી લડવૈયાઓનુ ઉતરી આવવુ, તેમજ તેમના ઉપલા ભાગમાથી વધારે જોરાવર લોકનું આવવુ-આમાના એક અથવા અનેક મકરો બાબીલોનના રાજ્ય ઉપર હંમેશા આવતા અને તેને વારંવાર ધૂળધાણી કરતા ઇ મ પૂર્વે આશરે ૧૮૦૦મા ઉત્તર તરફથી હાટી લોકોના એક મોટા હુમલાએ પહેલા વંશની રાજ્યસત્તાનો અંત આણ્યો જણાય છે તે લોકોના ગયા પછી બાબીલોનીઆ નમળા દેશીઓના હાથમા આવવાથી જુદી જુદી જગ્યાએથી વારાફરતી આવતા આ ટોળાઓનો ભોગ થઇ પડ્યું આ હુમલાઓ ઇલામની પેલી પાર-

ના કેમાઇટ પર્વતોમાથી અગર ઇનામની જાતમાથી, બાબીનોનીઆ-ના પ્રથમના ખંડીયા આશુના ઉગના સેમીટીક રાજ્યમાથી, અગર ઇ સ પૂર્વે ૧૫૦૦ મા કેપેડોશીઆમા સ્થપાયલા હાટી રાજ્યમાથી આવતા હતા આ શિવાય અરબસ્તાનમાથી એક તરતના ઉભરાયના લોક જેઓ આરમીનીઅનો કહેવાય છે, અને તેમની પછી આવેલા બીજા ટોળાઓ જેઓ સામાન્ય રીતે કેલ્ડીઅનો તરીકે ઓળખાય છે તેઓ પણ તેની ઉપર ધસી જતા, અને લગભગ બારમી સદીના અતમા જ્યા સુધી અતિક્રમણ કરતી આમાની એક જાતને જોઇએ તેટલી સ્વતત્રતા અને સત્તા મળી નહી ત્યા સુધી બાબીલોનને પરદેશી મુલકો જીતીને તેની રાણી થવા વારો આવ્યો નહિ આ વખતે પહેલા નેબુકેડનેઝરે–જેને મારદુ કહેવામા આવે છે–ભૂમધ્ય સમુદ્ર ઉપર આવેલા એશિયાના એક ભાગમા સર્વોપરી સત્તા મેળવેલી જણાય છે પણ આ મહારાજ્ય તેના સ્થાપનાર જોડે વિરામ પામ્યુ ઇ સ પૂર્વે ૧૦૦૦ સુધીમા તો ફરીથી બાબીલોન અન્દર અન્દરની ફાટફુટવાળુ અને પૂર્વે તેમજ ઉત્તરે પ્રતિસ્પર્ધીઓથી ઘેરાયલ એક નાનુ રાજ્ય થઇ ગયુ

## ઇજીપ્તનુ એશિયાઇ રાજ્ય.

પહેલા બાબીલોનીઅન વશના પતન પછી જે લાખો વર્ષો ગાળો પસાર થયો તેમા પશ્ચિમ એશિયા ધણી વગરનુ નહોતુ તેની હદમા બીજા ત્રણ રાજ્યો ઉચ્ચ ચઢ્યા હતા તેમજ પડ્યા હતા પણ આમાથી એકના નશીબમા પાછળથી ફાલવાનુ લખેલુ હતુ આમાથી સૌથી પહેલા રાજ્યે જે પ્રકારની રાજ્ય સત્તા સ્થાપી તે આપણે ગ્રીકો એશિયામા આવે ત્યા સુધી ફરીથી જોઇશુ નહિ કારણ કે તે સ્થાપનાર એશિયા બહારના લોક હતા પદરમી સદીના પહેલા વર્ષોમા બળવાન મિસરદેશમા વશના એક ઇજીપ્તના રાજા ટોટમીસ ત્રીજાએ

યુફ્રેતીસ ઉપર આવેલા કારશેમીસ સુધીનો લગભગ બધો ભાગીઆ છીનીને તે મુલકના દક્ષિણ ભાગમાં એક એવી વ્યવસ્થા કરી કે જેથી કરીને તેના જુનેના પ્રદેશો થોડાક વખતને માટે ઇજીપ્તનાં ખંડીઆં રાજ્યો બની રહ્યાં. આ બાબતને માટે બધી માહીતી રાટમીસ પછી જે રાજાઓ ગાદીએ બેઠા તેનાં દફતરોમાંથી મળી આવે છે, કારણ કે તેમાં પેલેસ્ટાઇન અને ફીનીશીઆમાના ઘણા અમલદારો તેમજ આશ્રિત રાજાઓનાં લખાણોનો સમાવેશ થાય છે ( આ દફતરો ફ્લીન્ડર્સ પેટ્રીએ અમારનામાંથી ખોળી કાઢયા છે. )

પ્રથમની માફક જો "શહેનશાહત" નો અર્થ એ- હમેશને માટે લુંટવાનો પ્રદેશ, કે જેમા અમુક રાજાનો લુંટવાનો હક ધારી લેવાયલો હોય છે અગર ચોખ્ખી રીતે કબૂલ કરવામા આવે છે, તેમ કરીએ તો ઇજીપ્તનુ આ "સામ્રાજ્ય" રાટમીસ પહેલા લગભગ સો વર્ષ ઉપર શરુ થએલું ગણાવું જોઇએ, અને દક્ષિણ સીરીઆ કરતા પણ તેની સીમા વધારે બહોળી ગણવી જોઇએ. સેમીટીક "હીકસોસ" ની સત્તા ઇજીપ્તમા નાબુદ થવાના પરિણામે ઠેઠ યુફ્રેતીસ લગી સેમીટીક સીરીઆ ઉપર હલ્લા કરવાની શરૂઆત ફેરોહોએ પહેલ વહેલી સોળમી સદીની શરૂઆતમાં કરી હતી આ લડાઇઓ કેટલેક અંશે વેર વાળવાની હતી અને કેટલેક અંશે પાડોશના ફળદ્રુપ પ્રદેશમા સ્વાભાવિક રીતે ઇજીપ્તની સીમા વિસ્તારવાને માટે હતી. આ પ્રદેશ આખરે તાબે કરવામાં આવ્યો અને જ્યાં સુધી બાબીલોનમાં નબળા કેસાઇટોનું રાજ્ય ચાલ્યું અને એસીરીઆની સ્વતંત્રતા અપૂર્ણ રહી ત્યા સુધી બીજા કોઇ પણ રાજ્યે એના ઉપર દાવો કર્યો નહિ. પણ પહેલાં પહેલાં ઇજીપ્તનાં લશ્કરો સીરીઆમાં ઉજાડવા તથા ખંડણી ઉઘરાવવાને જ ગએલાં જણાય છે. તેઓ કિલ્લેબંધી જગ્યાઓને છોડતાં નહોતાં; અને ઉજાડ કરેલા પ્રદેશ ઉપર કોઇને પણ હકુમત ચલાવવા રહેવા દીધા શિવાય તેઓ

નાઇલ ઉપર પાછા ફરતા, હેટશીપસુ રાણીની ગાદીએ આવેલા ફેરાહો પહેલા કોઇ પણ ઇજીપ્તના રાજાએ પેલેસ્ટાઇન અને ફીનીશીઆને પોતાના તાબામા લીધા નહોતા ટોટમીસ ત્રીજાએ જ પહેલવહેલા મેગીડો જેવા કિલ્લાઓ પોતાને તાબે કર્યા અને કિનાગ ઉપર અન-મદ સુધીના અને દેશમા લગભગ કેડેશ લગીના બધા મોગી-અન શહેરો કબજે કર્યા આ રાજાએ ઇજીપ્શાઅન અને ન્યુબીઅન લશ્કરોથી અને કેટલીક વખત ભૂમધ્ય સમુદ્ર પરના મુલકો તથા ટાપુઓના ઉભા કરેલા ભાડુતી લશ્કરોથી રક્ષાયલા થોડાક કિલ્લાઓથી દેશી રાજાઓના મગજમાં પોતાને માટે એવી તો બીક બેસાડી દીધી કે તેના તેહસીલદારોને તેઓ નિયમિત રીતે ખડણી આપતા અને પોતાની પ્રજામા તેમજ જે યાહુદી અને એમોરાઇટ લોકો પૂર્વ અથવા ઉત્તરમાથી ધમારો કરવાનો યત્ન કરે તેઓમા ઇજીપ્તના જેવી શાતિ પ્રસરેલી રાખતા

પણ સીરીઆના ઉપલા ભાગમા એણે અને એના પછીના રાજાઓએ ટોટમીસ પહેલાએ જે કર્યું તેના કરતા કાઇ વધારે કરવાનો યત્ન કર્યો દેખાતો નથી, એટલે કે તેઓ ફક્ત પ્રદેશોમા નિયમિત વખતે હથિયારબધ થઇ ફરી વળતા, અને જો કે તેઓ છુટાછવાયા શહેરો લેતા તોપણ ઘણીખરી વખત ફક્ત ખડણી જ ઉઘરાવતા કેડેશ જેવી મજબુત જગ્યાઓમા ઘણું કરીને તેઓ કદી જતા નહીં તેમ છતા પણ તેમની સ્વારીઓ એટલી બધી અને એવી અસરકારક હતી કે આખા સીરીઆને આગળ પાછળના લોગ તેમજ નાના રાજાઓ ઇજીપ્તની સત્તાનો મુલક ગણતા, અને તેમા ફેરાહોના હક્કો કબૂલ રાખવાનુ અને વખતસર ભેટોથી તેને રાજી રાખવાનુ તેઓ દુરસ્ત ધારતા યુફ્રેતીસની પેલી પાર મીટાનીના રાજાઓ, ટોરસની પેલી પારના હાટી રાજાઓ અને કેસાઇટ વશના ઇરાની રાજાઓ જે બાબીલોનીઆમા રાજ્ય કરતા હતા તેમના વિચાર તથા વર્તણુક પણ તેવા જ હતા

ટોટમીસનો ત્રીજો વારસ એમેનહોટેપ ત્રીજો જે પંદરમી સદીની આખરમાં અને ચૌદમી સદીની શરૂઆતમા રાજ્ય કરતો હતો તેના રાજ્યનાં પાછલા વર્ષ સુધી ઇજીપ્તની સુલેહ જળવાઇ રહી અને ફેરાહોનો સીરીઆ ઉપરનો હક્ક કબૂલ રાખવામાં આવ્યો આ સમયમાં પરદેશી સંસ્થાન ઉપર ઇજીપ્તની સત્તા મજબુત બનાવવા માટે એક સમય અખતરો કરવામાં આવ્યો હોય એમ જણાય છે તે વખતે જુવાન સીરીઅન શાહજાદાઓને કેળવણી આપવા માટે ઇજીપ્તમા લાવવામા આવતા તે એવી આશા એ કે તેઓ જ્યારે પોતાના વતનમા પાછા ફરે ત્યારે ઇજીપ્તના વફાદાર સુબાઓ તરીકેની વડે. પણ આ અખતરાની અસર હેવટે ગેમન લોકોથી તે આપણા સુધી બધી રાજ્યકર્તા પ્રજાઓએ કરેલા અખતરાના કરતા વધારે સારી થઇ હોય એમ જણાતું નથી

આનાથી વધારે સારી રાજ્યવ્યવસ્થા કરવાનું ઇજીપ્શીઅનોને કદી પણ સુઝયુ નહીં સીરીઆમા અસરકારક લશ્કરી કબજો રાખવાનો અગર ઇજીપ્શીઅન લશ્કરી અગર દીવાની અમલદારોવડે તેમા રાજ્યવહીવટ કરવાનો વિચાર પણ તેમને આવ્યો ન હોતો. સીરીઅન સુધારા ઉપર ઇજીપ્શીઅન કેળવણીના ચિહ્નો ( જ્યા સુધી ખોદકામથી તે જણાયા છે ત્યા સુધી તો ) ઘણાજ જુજ છે, અને શુદ્ધ ઇજીપ્શીઅનોની જે સખ્યા તેમના આ એશિયાટીક પ્રાનમા રહી અથવા કોઇ પણ વખત આવી ગઇ તે ઘણી જ નાની હતી, એમ નિર્ણય કર્યા શિવાય છુટકો નથી. જન્મથીજ સાહસિક નહી હોવાથી અને પરદેશમા વેપાર ખેડવાને નાઉમેદ હોવાથી નાઇલ નદીના લોકો સીરીઆને પ્રતિનિધિઓના જ હાથમા રાખવાને રાજી હતા, અને તેથી તેમને થોડો ફાયદો મળતો આથી કરીને તે પ્રાન્તમાંજ કોઇ જોરાવર અને બહોળી જાત ઉભી થાય અગર તેની સીમા પર કોઇ રાજ્યલોભી સત્તા પેદા થાય તો આવા રાજ્યનો અંત

આવે એ સ્વાભાવિક છે એમેનહેટેપના મરણ પહેલા આ બન્ને બાબતો અસ્તિત્વમા આવી હતી–મધ્યમીરીઆમા એમોરાઇટ લોકો અને ઉત્તર સીમા ઉપર તાજુ જ મજબૂત થએલું હગાઇ રાજ્ય એના પ્રખ્યાત દીકરા એમેનેટને આ અનિવાર્ય બાકીક સમયને માટે કાઇ પણ પગના લીધા નહીં, અને ચૌદમી સદીના મધ્ય પહેલા તો, કરે કે ભુંડે લગભગ બસો વર્ષ ચાલીને ઇજીપ્તનુ સસ્થાનિક રાજ્ય પેલેસ્ટાઇનના સૌથી દક્ષિણ ભાગમા આવી રહ્યુ જે વશ એની પછી આવ્યો તેના રાજાઓએ પાછુ એને સજીવન કર્યું, પણ અમન કરતા પણ તેને ટકવાનો ઓછો સભવ હતો રામેસીસ બીજાએ જ્યારે પોતાની અને હગાઇ રાજાની વચ્ચે કરારનામુ કરીને તેની વહેચણી પોતાના ગેરનાબમા કરી ત્યારે તેણે કબૂલ કર્યું કે ઇજી પ્તમા કોઇ પણ તકરારી હકો બળજોરીથી મેળવવાના સત્તા નહી નહોતી આ કરારનામાની સરતો બન્ને બાજુના મળી આવેના ખતોથી આપણને માલમ પડે છે તરમી સદીના અત સુધીમા ના એશિયામાથી ફેનહોની સત્તા નાબુદ થઇ ગઇ અને તે એટલે સુધી કે ઇજીપ્તના અમલી સસ્થાન સીનાઇ દ્વીપકપમાથી પણ તે જતી રહી પાછળથી કેટલાક ઇજીપ્તના રાજાઓ સીરીઆમા સ્વારીઓ કરતા પણ જાયુનુ સામ્રાજ્ય સ્થાપવાને કોઇની તાકાત તેમ ઘાણી મોટી ઇચ્છા પણ નહોતી

## હાટી મહારાજ્ય

જે મહારાજ્યે ઇજીપ્તીઅનોને એશિયામાથી પાછા ધકેલી કાઢ્યા તેની પછી–ઇ સ પૂર્વે ૧૦૦૦ પહેલા થઇ ગએલા રાજ્યમા–ફક્ત એકજ રાજ્ય આવે છે હાટી લોકો, જેને ઇજીપ્તીઅનો ખેટા કહેતા હતા અને જેને સેમીટીક લોકો તેમજ તેઓ જાને પણ હેટ અગર હાટી કહેતા તેઓ, ઓછામા ઓછી ૫દરમી સદી જેટલા વહેના

એશિયાના સૌથી પશ્ચિમ ભાગમા એક મોટી સત્તા થઇ ગયા હતા-આ વાત ઘણા વખતથી જાણીતી છે, પણ જ્યા સુધી ઉત્તર કેપેડોશીઆમા મોરેઝકુઇ આગળ ૧૮૦૭મા તેમની લિપિમાં લખેલા ફલકો મળી આવ્યા નહોતા ત્યા સુધી તેમની સત્તા શહેનશાહી હતી કે નહીં ને કઇ રાજ્યધાનીમાંથી તેઓ આ સત્તા ચલાવતા અને ક્યા ક્યા રાજાઓ તે સત્તા ચલાવવાને ભાગ્યવાન હતા એ બાબતો સ્પષ્ટ થઇ નહોતી હાટી લોકોએ એક મોટી સ્વારી કરીને ઇ સ પૂર્વે આશરે ૧૮૦૦મા પહેલા બાબીલોનીઅન વંશની રાજ્યસત્તા તોડી નાખી એ વાત વાચકોના ધ્યાનમાં હશે એ સ્વારી કરનારાઓ ક્યાથી આવ્યા હતા એ હજુ આપણે જાણવાનુ છે પણ બાબો લુમનો હગલા તમા ઉતરવાને તેની પાછળ બચાવફોજ મુકી જવાને અને વળી અગત્યનામા પોતાના સુધારાની છાપ દૂરના મુલકો ઉપર પાડવાને જોઇએ તેવી કેળવાયલી એક હાટી પ્રજા પંદરમી સદીમા બોધેઝકુઇ આગળ સ્થપાયલી હતી તેથી ઘણુ ખેંક પહેલા પૂર્વ એશિયામાઇનર તેમની જન્મભૂમિ હોવી જોઇએ એ ધારવુ ગેરવાજબી ગણાશે નહીં શહેનશાહત તરીકે તેમનો ઇતિહાસમા પ્રવેશ એક સુબી લુલ્યુમા નામના રાજાની સાથે થાય છે ( આ રાજાને એના દસ્તાવેજ સુબી લુ લુમા કહે છે પણ ઇજીપ્તના લેખોમા તે સપલેલ નામથી ઓળખાય છે ) અને બે સૈકા કરતા સ્હેજ ઓછા સમયમા તેઓ અદૃશ્ય થઇ જાય છે સીરીઆનો ઉત્તર ભાગ ઉત્તર મેસોપોટેમીઆ અને ઘણુ કરીને ઇ સ પૂર્વે ૧૩૫૦ પહેલા આખો એશિયામાઇનર હાટી લોકોએ જીતીને ખંડીઆ બના યો હતો ઇજીપ્તને એશિયામાથી ધકેલી દીધુ હતુ અને યુફ્રેતીસ તેમજ ટૈગ્રીસ નદી ઉપરના સેમીટી રાજ્યાનો અને હરની જાતોને તેમની સત્તા કબૂલ રાખવાને અગર બચાવ કરવામા રોમ્યને ફરજ પાડવામા આવી હતી. દોઢસો વર્ષ પછી હાટી લોકો જે અંધકારમાથી નીકળ્યા

હતા તેના કરતા પણ વધારે ગાઢા અંધમાંમા ગરક થઇ ગયા મોવેઝકુઇનો છેલ્લો રાજા કે જેના દફતરોનો કઇક ભાગ હાથ લાગ્યો છે, તે આરનોન્ટા છે અને તે તેરમી મનીના અંતમા ગન્યો કરતો હતો તેના પછી વારસો હોવાનો અને તેમને લગતા ખતો હજુ પણ જડી આવવાનો સભવ છે પણ બીજી બાજુએ એસીરીઅન વાર્ષિક ઇતિહાસ કે જે ત્યારપછી તરતજ શરૂ થાય છે તેના ઉપરથી જણાય છે કે હાગીના જેવાજ લોકો જેઓને ખાતરીથી હાટી નેકોએજ સુધરેના બનાવ્યા હતા અને જેઓને એસીરીઅનો મુરામ્યા અથવા મુશકીના નામથી મ મોધે છે તેઓ બારમી મદીના વચના ભાગ સુધીમા આખા હાટી રાજ્ય ઉપર નહીં તો પણ તેના ઘણાખરા ભાગ ઉપર ફરી વળ્યા હતા વળી હાટી લોકોની રાજ્યધાની બોધેઝકુઇમા તેમજ દક્ષિણના તેમન મુખ્ય સમ્યાન કાર્કેમીમમા ખોદી મઢેના ખડીએરો પ્રથમ નાશની અને તેની પાછળ જીર્ણોદ્ધારની અચુક નિશાનીઓ બતાવે છે આ જીર્ણોદ્ધારનો મમય પુરાતનવસ્તુ-શાસ્ત્રને આધારે આરનોન્ટાના મમય પછી ઘણે આઘે મુકાય એમ નહી હોવાથી હાટી શહેનશાહતનો તે રાજાા જોડેજ અંત આવ્યો એમ માનવાને કારણ રહે છે એક વખતની આ બાદશાહી પ્રજાના બાકી રહેના લોકોનુ અને બીજી જાતો કે જે તેમની જાતિ અગર સુધારાથી તેમને એગ્લી બધી મળતી આવતી કે એસીરીઅનો પશ્ચિમના શત્રુઓ અગર રૈયત વિષે બોલવામા લાંબા વખત સુધી તેમને હાટીજ કહેતા તેમનુ પણ શુ થયુ તે આપણે હમણા જોઇશુ

## શરૂઆતનુ એસીરીઅન મહારાજ્ય

શરૂઆતના એસીરીઅન મહારાજ્યમા ફક્ત એસીરીયાજ કાયમ રહ્યુ હતુ ઇ સ પૂર્વે ૧૦૦૦ પહેના પહેલા બાબીલોનીઅન વશના જેવુ સામ્રાજ્ય એ વખત મેળવી અને એ વખત ગુમાવ્યા પછી ઐતિહા-

મિક દૃષ્ટિએ એસીરીઅન લોકોએ તેમના મુલકમાં કરેલા પહેલવહેલા વધારાઓ, પશ્ચિમ એશિયાના કોઇપણ શરૂઆતના રાજ્યે કરેલા વધારા કરતાં વધારે અગત્યના છે, કારણ કે પરદેશી મુલકો ઉપર હકુમત ચલાવવાની તેમની રીત રોમન અને મેસીડોનીઅન રાજ્યપદ્ધતિ જોડે તેમની અગાઉ થઇ ગએલા કોઇપણ રાજ્ય કરતાં વધારે મળતી આવતી હતી. બાબીલોન અને ઇજીપ્ત કરતાં બલ્કે એસીરીઆ જગતમાં સર્વોપરી થવાની ઇચ્છા રાખનારાઓમાં પહેલું આવે છે

ત્રીજા એસીરીઅન મહારાજ્ય વિષે એટલું બધું કહેવાનું આવશે કે તેના પ્રથમના સામ્રાજ્ય વિષે આપણે ટુંકામાં બતાવીશું. ઓછામાં ઓછા જે સમયે કેનેનાઇટો બાબીલોનમાં પેઠા તે સમયેજ ટૈગ્રીસ નદીના મધ્ય પ્રદેશમાં તેમની મોટી સંખ્યા આવેલી જણાવ છે; અને કેટલાંક કારણોને લીધે આ સેમાઇટો બાબીલોનીઅનો કરતાં વધારે જલદીથી અને સંપૂર્ણપણે એક બેની ઉપર નિર્વાહ કરનારા સમાજરૂપે સ્થાયી થયા એટલુંજ નહિ પણ બાબીલોનીઅનોના જેટલી બાજી જાતોને તેમનામાં મિશ્ર થવા દીધી નહીં. આ કારણો તે નીચે પ્રમાણે છે. એક તો સુમેરીઅન લોકોના જેટલા અગાઉથી આગળ વધેલા સુધારાનો તેમનામાં અભાવ હતો; બીજું ઇલામ અને અરબસ્તાનના સાહસિક અને ઉથલપાથલ કરનારા લોકોથી તેઓ વધારે દૂર હતા; અને ત્રીજું તેમના મુલકનાં હવાપાણી ઉત્તમ પ્રકારના હતાં. તેમના મુલકના દક્ષિણ ભાગમાં આવેલું અશુર શહેર તેમનું સૌથી પહેલું સામાજિક મધ્યબિંદુ હતું. ત્યાં તેઓ બાબીલોનના પાડોશમાં આવેલા હોવાથી તેના હાથ તળે આવ્યા વગર તેઓને છુટકો રહ્યો નહીં. પણ પહેલા બાબીલોનીઅન વંશની પડતી થવાથી અને તેને લીધે દક્ષિણના સેમીટીક લોકો કમજોર થવાથી, ઉત્તરના સેમીટીક લોકોમાં તેમની જાતને વધારે સારા કેન્દ્રની આજુબાજુ વિસ્તારવાની ઇચ્છા થઇ. ઇ. સ. પૂર્વે તેરમી સદીમાં અશુર છોડીને તેઓ અશુરની ઉત્તરે ટૈગ્રીસ ઉપર આવેલા કેલેહમાં ગયા

અને ત્યાંથી નીનેવેહ જે કૅલેહની પણ ઉત્તરે છે ત્યાં ગયા અંતમાં એસીરીઆ (જેણે આ નામ તેના દક્ષિણના શહેર પરથી લીધું હતું) મેસોપોટેમીઆમાં ઉત્તરે આવેલી આ રાજ્યધાનીની આજુબાજુ એવી મજબૂત સત્તા થઇ પડી કે બાબીલોનને પોતાનું ખંડીયું બનાવવાને અને ભમધ્ય સમુદ્ર તેમજ આરમીનીઆના મહાન સરો વર સુધી સ્વારીઓ કરવાને તે શક્તિમાન થયું તેના રાજાઓમાં આદ્રશાહી સત્તા ધરાવવામાં સૌથી પ્રથમ શાલમાનસર પહેલો હતો તેણે તેરમી સદીના આગના ભાગમાં મેસોપોટેમીઆની ઉત્તરમાં મીતાની અને ખાની સત્તાઓને ચગદી નાખી અને પશ્ચિમ તરફન મુસાફરોનો રસ્તો ખુલ્લો કર્યો. આ માર્ગ બંધ કરવાને હાટી રાજાએ સંદુ પ્રયત્ન કર્યો અને જ્યારે તે પડયું અને તેનો નાશ કરનાર મુરાળી અને તેમના મિત્રો આધે નાઠા ત્યારેજ પછીના તીગનાથ પાલીસર આશરે ૧૧૦૦ માં સીરીઆમાં અને કદાચ ટાયરને પણ પેલે પાર થોડા લગી સ્વારી કરવાને શક્તિમાન થયો એનું રાજ્ય એની સાથેજ શાથી નાશ પામ્યું એ આપણે ચોક્કસ જાણતા નથી અરબસ્તાનના સેમાઇટો-આરમીનીઅનો-કે જેમના ઉપર એણે બોશરી પર્વત આગળ હુમલો કર્યો હતો, તેમના એક નવા હુમલાથી કદાચ તે નાશ થયો હોય ગમે તેમ હોય પણ આ વાત બની એ ચોક્કસ આ મહાન રાજાના છોકરાઓ જેઓ પશ્ચિમ સમુદ્ર ઉપર અધિકાર મેળવવાને માટે ફીનીશીઆમાં આવેલા આરડુસ સુધી ગયા હતા, તેઓ અગાઉ તેમના બાપના હાથ હેઠળ આવેલા બાબીલોનના ખંડીયા થઇ ગયા, અને અગીઆરમી સદીના અંત સુધી એસીરીઆ પાછું ઉભું થયું નહીં

## ઇ સ પૂર્વે ૧૦૦૦ માંનાં નવાં તત્વો

આ પ્રમાણે ઇ સ પૂર્વે ૧૦૦૦માં આપણે પૂર્વમાં ગમે ત્યાં જોઇએ તો પણ જ્યાં સુધી અંધારામાં આપણી નજર પહોંચે ત્યાં

ન્નુ નીમા એક સર્વોપરી સત્તા દેખાતી નથી. જે મુલકોને બાબીલોનીઆ ઇજીપ્ત, કેપીડોશીઆ, અને એમીરીઆ જેવા મોટાં રાજ્યોએ જીતી લીધા હતા તેઓ પોતપોતાનો વહીવટ કરતા જણાય છે એટલુંજ નહીં પણ તેમાં કોઇ વચ્ચે પડતું નથી. આમ છતાં પણ સામ્રાજ્યોના અદરય થઇ જવાથી અને લોકોની એક તાજી ચળવળને લીધે તેમની સીમાઓ બદલાઇ ગઇ છે, અને તેમાંનાં કેટલાંક ઉપર નવા વંશના રાજાઓ રાજ્ય કરે છે આ નાનાં રાજ્યોના ક્ષેત્રફળમા કંઇ ઝાઝો ફેરફાર નથી. અને તે વખતે બીજાને મારીને કોણ ઉંચે ચઢશે અથવા તો કોઇ ચઢશે જ કે કેમ તે કહેવું સહેલું હશે નહીં.

પ્રજાઓની મોટી ચળવળ વિષે આપણે હમણા જ કથન કર્યું છે તે પશ્ચિમ એશિયામા બે સૈકા થયા ઉથલપાથલ કરતી હતી પૂર્વમા જ્યા બાબીલોનીઆ અને એમીરીઆના સારી રીતે કેળવાયલા અને હથિયારબંધ લોકો ભટકતા પરદેશીઓને મોટી અડચણ રૂપ હતા ત્યા આગળ સરહદપરના પર્વતો ઓળંગીને અંદર આવવામા તેઓ ફાવ્યા નહિ પણ તેમનો પશ્ચિમ તરફનો ધસારો કેપેડોશીઆના હાટી લોકથી કે અટકાવી શકાય તેમ નહિ હોવાથી તેઓ એશિયા માઇનરમા થઇને સીરીઆ અને મેસાપોટેમીઆ લગી પણ પ્રસરી ગએલા માલમ પડે છે. ત્રીજા રામેસીસના લેખો ઉપરથી માલમ પડે છે કે સંયુક્ત પ્રજાઓનું એક મોટું સૈન્ય બારમી સદીની શરૂઆતમા જ ઇજીપ્તની એશિયાઇ સરહદ ઉપર ઉતરી આવ્યું હતું તેમની અંદર ખેટા અગર હાટી જાતના લોકો હતા, પણ તેઓ આગેવાન તરીકે કામ કરતા નહોતા સો વર્ષ અગાઉના પહેલા સેટી અને રામેસીસ બીજાના આ બળવાન શત્રુઓ તેમજ મિત્રો તેમની બાદશાહી સત્તા ગુમાવીને જે પરદેશીઓએ તેમને થોડાક વખત પર તેમનાજ ઘર ( કેપેડોશીઆ ) માં નમાવ્યા હતા તેમની પાછળ પાછળ જતા હતા જે જે મુલકો તેઓએ

ઇજીપ્ત હતા તે રામેસીસના લખાણોમા ક્રમવાર નોંધેના હોવાથી આ મહુન પ્રજાઓ કઇ દિશામાથી આવી અને કયે ગ્તે ગઇ એ આપણને સ્પષ્ટ માલમ પડે છે એક પછી એક તેઓએ હાગી ( એગને કેપેડાશીઆ ), કેડી ( સીલીસીઆ ), કાર્કેમીશ અને મધ્ય સીરીઆ ઉજ્જડ કર્યાં હતા ઉત્તર એશિયા માઇનગ્મા તેથી કરીને તેમની છત ગઇ થઇ અને સીરીસીઅન ખીણોના મોગ ગ્સ્તાઓમા થઇને ઇજીપ્તની જ્નતની સરહદ ઉપર આખરે તે અગ્કી આ નવા આવનારાઓના નામોમા ઘણા કાગથી ઇતિહાસકારોને સહુ ગ્મુજ પડી છે. કારણ કે જો કે ઇજીપ્શીઅનોને તેમના નામ વિલક્ષણ લાગતા હતા તો પણ આપણને તેઓ એટલા સધા વિચિત્ર લાગતા નથી ઘણું કરીને તેઓ પાછળના ઇતિહાસમા આવતા પ્રખ્યાત નામોના હાસ્યજનક રૂપાતગે છે આ પ્રજાઓ તે-પુલેગ્ગી, અગર ફીલીસ્ટાઇન અને સનતા લગી એશિયા માઇનર તથા તેની પાસેના ટાપુઓમાથી આવેન જેકરે, શેકલશા, ડાનો અને વશાશા લોકો છે તેઓ ગ્મેસીસ બીજાના વખતમા હાટી લોકના પાસીડીઅન અને બીજા એનેગલીઅન મિત્રોના તથા જે લીશીઅન એરીઅન અને મારડીનીઅન ચાચવાઓને ઇજીપ્ત કોઇ વાર તેની હદ ઉપરથી ધકેલી કાઢતુ અને કોઇ વાર તેની નોકરીમા રાખતુ તેમના વારસો હતા તેઓ ગમે તે દિશાએથી આવ્યા હાય તો પણ આમાના કેટલાક લોકો ધીમે ધીમે નવા મુલકમા વસતા ગયા પુલેસ્ગી લોકો, ખરેખર, જો તેઓ ઇતિહાસમા આવતા ફીલીસ્ટાઇનો જ હોય તો તો ઇજીપ્તની સગ્હદ ઉપગ્ આવી રહ્યા, અને કોઇ અજાણી ભૂમિમાની તેમની પૂર્વની સ્થિતિની કાંઇક યાદગીરી તેઓ રાખી રહ્યા જેકરે અને વશાશા લોકો જે પ્રદેશો હાલ યુરોપમા ગણવામા આવે છે તેમાથી આવેલા જણાતા હોવાથી, પશ્ચિમના લોકો પૂર્વમા જબરજસ્તીથી ઘુસ્યાનો આ બનાવ આપણે ઇતિહાસમા પહેલા જ લેખીશુ

એસીરીઆના વાર્ષિક ઇતિહાસ તરફ નજર કરીશું તો ત્યાં, પર્ના ટીગનાથ પાઇનેસરની નોંધોથી આપણને જણાને કે આ ઉત્તરના મોજાની પાછળ તેજ સૈકામા એરિયા માઇનરમાથો મહાદ્રર લોકોનુ એક બીજુ મોજું ધસી આવ્યું હતું એનું નામ "મુગડી" આપણે હમણા પરની જ વખતે સાભળીએ છીએ પણ ભવિષ્યમા તે ફરીને સાભળવાનો વખત આવશે ઐતિહાસિક કાળમા પણ આ પ્રજા ઘણા લાબા વખત સુધી ટકી રહેલી જણાશે, અને ગ્રીક ભૂગોળવેત્તાઓ તેમને "મોસખી" ના નામથી સબોધતા આપણે જોઇશુ તે વખતે તેઓ કેપેડોશીઆ અને આરમીનીઆની સરહદ ઉપર રહેતા એક અજાણ્યા લોક હના પણ ખરું જોતા મુશ્કીઓ કોણ હતા, મૂળ તેઓ ક્યાથી આવ્યા હતા અને જ્યારે તેમને મેસોપોટેમીઆની બહાર ધકેલી કાઢવામા આવ્યા ત્યારે તેઓ ક્યા ગયા, એ સવાલોનો નિર્ણય હજુ આવ્યો નથી તેમના હવેપછીના ઇતિહાસમા બે અગત્યની બાબતો જણાયની છે એક તો આપણે જે સમય વિષે લખીએ છીએ ત્યાર પછી બે સૈકે તેઓ અગર તેમનો થોડોક ભાગ કેપેડોશીઆમા વસેલો હતો, અને તે પણ જ્યા સુધી જણાય છે ત્યા સુધી દક્ષિણ કરતા તે મુલકની મધ્યમા અને ઉત્તરે રહેતો હતો બીજું તે વખતે અને પછી પણ તેઓ ઉપર મીટી નામના રાજા રાજ્ય કરતા હતા આ મીટા નામ ગ્રીસના ગ્રીક ઇતિહાસકારોના કહેવા પ્રમાણે જે મીડાસ નામ ફ્રીજીઆના રાજાઓ ધારણ કરતા હતા તેજ હશે એમ ધરાય છે

આ બેના કારણને લીધે મુશ્કીઓ તેજ ફ્રીજીઅનો હશે અને કેપેડોશીઆના હાટી લોકના પતન પછી ઉચે ચઢયા હશે એમ ધરાય છે આ તકરાર ઉપર જે વખતે એસીરીઆ પશ્ચિમ એશિયામાઇનરમા વસેલા કોઇ પણ લોક જોડે મહેત્વનું સસર્ગમા આવશે ત્યારે વિચાર કરીશુ પણ તેટલા વખતમા એટલુજ ધ્યાનમા રાખ-

ચાનું છે કે મુરાકી લોકના રાજકીય નામ " મોટા " થી તેમનો અને ગીઝઆનો સંબંધ ખાસ હોવોજ જોઇએ એમ કાંઇ નથી; કારણકે ઉત્તર મેસોપોટેમીઆમાંના " મોટાની લોક " નો અર્થ " મોટાના માણસો " એવો થાય છે તેથી પૂર્વમાં ઘણે આગે સુધી તે નામ ઘણા કાળથી વપરાતું હોવું જોઇએ

એકંદરે, તેમની પાછલી તવારીખ ગમે તેમ હોય તો પણ, મુનકી લોકો કે જે બારમી સદીની શરૂઆતમાં સીરીઆમા આવ્યા અને એનીરીઆ જોડે બાથ ભીડીને આશરે પચાસ વર્ષ પછી કેપેડો-નાઆમા પાછા ફર્યા તેમની ખરી હકીકત ઘણું કરીને આ છે કે તેઓ ઉત્તર આરમીનીઆ અથવા કોકેસસમાથી આવેલા પહાડી લોક હતા, તેઓ હાટીથી જુદા હતા, અને તેઓ આફ્રિકાની ભટકતી સ્થિતિમા ઉત્તર-પૂર્વમાથી ઉતરી આવીને એક નબળી પણ જુનો સુધારો ધરાવતી પ્રજાના મુલકમા આવેલા હોવાથી, જેમ જેમ તેઓને જીતીને પોતે સ્થાયી થતા ગયા તેમ તેમ તેમનો સુધારો ગ્રહણ કરતા ગયા પણ ( જ્યા સુધી ગીગલાથ પાઇલેસરે તેમની આગળ વધવાની ઇચ્છાને ફટકો લગાવીને તેમની જીતની આશા નબળી પાડી નહિ ત્યા સુધી ) ઘણું કરીને તેઓ કેપેડોશીઆમા ગયા તે માટે ગમ્મ નહીં ગમે તેમ હોય, પણ ઇ મ પૂર્વે ૧૦૦૦ લગીમા ઉત્તરનુ તોફાન નમી ગયું હતું અને એશિયા માઇનર આરમીનીઆ અને સીરીઆ ઘણા રાજાઓ વચ્ચે વહેંચાઇ ગએલા હતા

## એશિયા માઇનર

ઇ. સ પૂર્વે ૧૦૦૦ મા જો કોઇ એશિયન અગર આયો-નીઅન લોકો જોડે વહાણમા બેસીને એનેટોલીઆના કીનારા ઉપર આવવા નીકળ્યો હોત, તો તેણે કોઇક તાજાજ ઉભા થએલા સંસ્થાન આગળ અગર તેની નજદીકમા ઉતરવાની આશા રાખી હોત

આ મસ્થાનના માણસો તેની ધારણામાં દેશીઓ નહીં પણ દરિયાપારથી તાજા આવેલા, અને ગ્રીક અગર બીજી કોઈ ઇન્ડીઅન ભાષા બોલનાર લોકો હોય તેમ લાગે છે. એનેટોલીઅન પ્રીણોના મુખ આગળનો રૂગરૂપ પ્રદેશ કે જેમાં તેમના ભટકતા બાપદાદાઓને કોઈ અદરની સત્તા ( ઘણું કરીને કેપેડોશીઆના હાંગી રાજ્ય ) ના પ્રાતિક વગર ભાગ્યે જ પેસવા દીધા હતા તે પ્રદેશ હાથ કરવાને આ માણસો આટલે સુધી આવ્યા હતા પ્રાચીન સમયમાં ગ્રીટન લોકો અગર કેના ઇન્ડીઅન જમાનામાં મીસેનીઅન ગ્રીસના તેમના સગાઓ એનેટોલીઆના કિનારા ઉપર થોડાક નજીવા વેપારી મથકો સ્થાપવા શિવાય કશું કરી શકયા ન હોતા પણ હાલને સમયે તેમના વંશજોની સંખ્યા પશ્ચિમની એક નવી આર્યન પ્રજાના લોકોના આવવાથી ધીમે ધીમે વધતી જતી હતી તેઓએ દેશીઓ જોડે ભળી જઈને ધીમે ધીમે તેમને પોતાની સત્તા નીચે આણ્યા અથવા તેમને અંદર ધકેલી કાઢ્યા એશિયાખંડના કિનારા ઉપર યુરોપીઅન લોકોનું આ આગમન તે વખતે નજીવું લાગ્યું હશે, પણ આપણે જાણીએ છીએ કે તેઓ એક એવી નીતિની શરૂઆત કરતા હતા કે જેની અસર આગામી સમયના એશિયાના સઘળા ઇતિહાસ ઉપર ઘણી જ ઉંડી થવાની હતી આયોનીઅન ગ્રીકોએ સ્થાપેલા મસ્થાનો ઇ સ પૂર્વે આશરે ૧૦૦૦ માં પ્રથમ ધ્યાન ખેંચે છે એ સીના ઇતિહાસમાં ખાસ નોંધવા લાયક છે આપણા હાલના જ્ઞાનથી આપણે ચોકકસ કહી શકતા નથી કે આ સમયે એનેટોલીઆના કિનારા ઉપર પ્રખ્યાત ગ્રીક શહેરોમાના કોઈની સ્થાપના શરૂ થઈ હતી કે નહીં આ કાળમાં પણ માઇલીટસના અસ્તિત્વના ચિહ્નો છે, કારણ કે બીજા બધા જમાના કરતાં ત્યાં આગળ જર્મન ખોદકામ કરનારાઓને છેલ્લા ઇન્ડીઅન જમાનાનું કુંભારકામ વધારે પ્રમાણમાં હાથ લાગ્યું છે પણ મીનડસ, ગીઓ

સ્મરના, કોલોફોન ફોગીઆ, સીમ અને બીજાં ઘણાં શહેરોની જગ્યા ઉપર ગ્રીક લોકો વસી ગયા હતા એ વાત ચોકકસ જણાય છે. બીજા રોડ્સ, સેમોસ, શીઓસ, અને મીટીલીની જેવા મોટા ટાપુઓ ઉપર તો પશ્ચિમના વસનારાઓ ઘણા જમાનાથી આવી ગયા હતા. કદાચ તેઓ એશિયન લોકોએ એશિયામાં પહેલવહેલી સ્વારીઓ કરવા માંડી ત્યાર પહેલાંના પણ ત્યાં આવેલા હોય.

આ પશ્ચિમના આવનારાઓ જો આગળ વધ્યા હોત તો દ્વીપકલ્પના દક્ષિણ–પશ્ચિમ પ્રદેશો તેઓને છોડી દેવા પડ્યા હોત; કારણકે ત્યાં કેરીઆ, લીશીઆ અને પીસીડીઆ નામે પાછળથી ઓળખાયલા એક પહાડી મુલકમાં હાલના આલબેનીઅનોની નાકના આદિકાળના પહાડી લોકો છુટીછવાયી જાતોમાં વસેલા હતા તેઓ હજુ સુધી કોઇને તાબે થયા નહોતા, અને તેમના કિનારાઓ ઉપર સ્થપાતાં ગ્રીક બંદરોએ તેઓને દુનીઆમાં બહાર પડવાને રસ્તો કરી આપ્યો કે તરતજ તેઓ ઉત્તમ ભાડુતી લડવૈયાઓ તરીકે ઓળખાયા આ ધંધો તેમને મન ફાવનો હતો એટલુંજ નહીં પણ ( જો પેડાસુઓ, જેઓ અરાદમા વંશના ઇજીપ્શીઅન વિગ્રહોની નોંધમાં દીઠામાં આવે છે તે ખરેખર પીસીડીઅનોજ હોય તો ) તે કામ તેમને નવો નહોતો. તેમના ડુંગરાની ઉત્તરે, મધ્યના ઉચ્ચ પ્રદેશ લગણ જતી વિશાળ ખીણો આવી હતી: અને જો હેરોડોટસનું કહેવું માનીએ તો એક વ્યવસ્થિત પ્રજા પર ત્યાં સારડીસના "હેરેકલીડ" રાજાઓ રાજ્ય કરતા હતા. ખરું જોતાં આ બાબતને માટે આપણે કાંઇ જાણતા નથી. પણ આશરે ત્રણ સૈકા પછી હરમસની ખીણ જે એક વખત હાટી લોકોને તાબે હતી ત્યાં લીડીઅન લોકો તવંગર હોઇ એશઆરામ ભોગવતા હતા. આથી કરીને ઇ. સ. પૂર્વે ૧૦૦૦ માં પણ તે સલામત હોવી જોઇએ એમ અનુમાન થાય છે, તે હેરેકલીડ રાજાઓ કોણ હતા તે ચોકકસ જણાયું નથી. હેરોડોટસે

તેમના વંશને જે નામ આપેલું છે તેનો અર્થ ઘણું કરીને એમ થાય છે કે પોતાની જાતને તેઓ મૂળ બેધારી ફરશી ધારણ કરનાર દેવમાંથી ઉતરી આવેલા માનતા ( એટલે ખાસ તેનેજ માનતા ) આ દેવને ગ્રીક લોકો હેરેક્લીસ જોડે સરખાવતા, પણ આપણે તેને મેનડન જે ટારસસ અને દક્ષિણ-પૂર્વ મુલકનો દેવ છે તેની જોડે સરખાવીએ છીએ. તેના અને તેના માનનારાઓ વિષે આપણે થોડાક સમયમાજ વધુ વિવેચન કરીશું.

ઉત્તર કિનારાના પ્રદેશને અજાણ્યો અને મિન-અગત્યનો ગણીને નીડીઅન ખીણોની ઉત્તરે જોઇશું તો પહેલાંની માફક ઉચ્ચ પ્રદેશ ઉપર કૅપેડોશીઆના હાટી લોકોની સત્તા આપણને માલમ પડશે નહીં તેમની જગ્યાએ તેમના જેટલી કોઇ પણ બળવાન સત્તા આવેલી લાગતી નથી, પણ મુશકી લોકો કે જેણે તેમને ( હારીને ) તાબે ક્યા હતા તેઓ એશિયામાઇનરમાંની તેમની કેટલીક જગ્યા પર ગાદીવાયા હતા એમ માનવાને કારણ છે. પણ તેમની જે મહાન ત્યાગીને એમીરીઆના પહેલા ટીગલાથ પાઇલેસરે પાછી હાંકી કાઢી હતી તેના પહેલા અગર તે વખતથી આ મુશકી લોકોએ હાટી પ્રજાનો નુધારો એટલો બધો ગ્રહણ કર્યો હતો કે એશિયામાઇનરની સામાજિક સ્થિતિમા તેમના ગન્યથી ભાગ્યેજ કાંઇ ફેરફાર થયો હોય. એમની રાજ્યધાની જ્યાં હાટી લોકની રાજ્યધાની હતી ત્યાંજ ( બોગ્ઝકુઇમાં ) હતી. પણ તે જગ્યાએથી પોતાની સત્તા કયાં સુધી જમાવી તે જણાયું નથી.

આગલી સદીઓનાં હાટી ખતોમાં તેમજ પાછલા વખતના એમીરીઅન વાર્ષિક ઇતિહાસોમાં એશિયામાઇનરની દક્ષિણ-પૂર્વે ઘણાં નાનાં નાનાં ગજ્યો વિષે આપણા વાંચવામાં આવે છે; અને તેમાંનાં કેટલાંક નામો આ બન્ને નોંધોમાંથી નીકળતાં હોવાથી

વચમાં વહી જતા કાળમા તેઓ એકજ જગ્યાને વળગી રહ્યા હશે એમ આપણે ખાતરીથી કહી શકીએ આ રાજ્યોમા પાછળથી લીકોનીઆ તરીકે ઓળખાયલા પ્રદેશમા "કામ" નું, દક્ષિણ પૂર્વ કેપેડોશીઆમાં "ટેમાવ" અથવા "ટયુબાળ" નું, "ખીલાકકુ" કે જેના ઉપરથી ઐતિહાસિક નામ સીલીશીઆ આવેલુ છે તેનું, અને સીલીશીઆના ફળદ્રુપ મેદાનમા અને ઉત્તર-પૂર્વના ડુંગરોમાં આવેલું "કુમુ" નું રાજ્ય આવી જાય છે. ઉત્તર સીરીઆમા વળી આગલા તેમજ પાછલા બન્ને સમયમા આપણને "કુમ્મુખ" કે જેના પરથી એના પ્રદેશનુ ઐતિહાસિક નામ "કોમાજીની" પડયુ છે એ મળશે આ બધા રાજ્યોએ મુશકી લોકોની માફક હાટી સુધારો દાખલ કર્યો હતો, અને તેમના દેવો પણ તેજ હતા એ દેવોમા ફરસીવાળો સેનડન, ઝીશપ અગર હાદાદ કે જેની માનતા આપણે આથે સુધી લીડીઆમા જોઇ છે તે અને એક "મહાન-માતા" મુખ્ય હતા જેવી રીતે "સેનડન" લડાઇમા જીત આપનારો ઇષ્ટ દેવ હતો તેવી રીતે સુનેહના વખતમા આબાદાનીને આપનારી આ માતા ઇષ્ટ દેવી હતી આ બધી વાતો તેમના શરૂઆતના સ્મારકો ઉપરથી જણાય છે પણ તેમના સુધારાઓ એકસરખા હોવાથી તેમના ઉપર મુશકી જેવો એક સામાન્ય રાજા હતો કે કેમ તે નક્કી કહી શકાય નહીં ઇ સ. પૂર્વે ૧૦૦૦ મા આખા એશિયામાઇનર અને ઉત્તર સીરીઆમા સામાજીક સ્થિતિની ઐકયતા સમજવાને હાટી લોકોની પૂર્વની શ્રેષ્ઠતા બસ છે

## સીરીઆ

પ્રાચીન હાટી સુધારો ધરાવતા પ્રદેશના દક્ષિણ ભાગને એસી-રીઅન લોકો ઘણા કાળ સુધી "હાટી ભૂમિ" કહેતા હતા, અને હવે આપણે તે તરફ વળીશું ત્યા આપણને જણાશે કે સીરીઆ

એક છેડેથી બીજા છેડા સુધી નાના મોટા ભાગલાઓમાં વહેંચાઇ ગયું હતું. જ્યારથી ઉત્તરમાંથી બળવાન હાટી સત્તા અને દક્ષિણમાંથી ઇજીપ્શિયન સત્તા જતી રહી ત્યારથી આ અવ્યવસ્થિત અને અડધી ખાલી ભૂમિપર પૂર્વ અને દક્ષિણનાં મેદાનોમાંથી ભટકતી અવસ્થાના સેમીટીક લોકોનાં ટોળા એક પછી એક ચઢી આવતાં હતા. ઇ. સ પૂર્વ ૧૦૦૦ સુધીમાં તો તેઓ સંખ્યાબંધ આરમીનીઅન કોમોમાં સ્થપાઇ ગયા હતા, અને તે દરેક ઉપર તેમનો એક નાનો રાજા હતો. આ લોકો મોટા વેપારીઓ હતા. તેમનો એક ભાગ ઉત્તર–પશ્ચિમે શમાલમાં ગયો કે જ્યાં જુની હાટી કેળવણીને આધારે તેઓએ એક નવી હુન્નરકળા ખીલવી. એ કળા આગળ ચાલતાં તદન હાટીના જેવીજ થઇ હોત; પણ એસીરી-આએ આખરે તેને તેમ થતી બચાવી. એની રાજ્યધાની કે જે આધુનિક સીનજરલી આગળ હતી તેનો આપણે પાછળથી વિચાર કરીશું આ સીનજરલી ગીરીઆતી જે ઘણી થોડી જગ્યાઓ શાસ્ત્રીય પદ્ધતિએ ખોળાયલી છે તેમાંની એક છે. એની દક્ષિણે પાટીન અને બીટઆગુશી આવેલાં હતાં. એમની પણ દક્ષિણે હેમથ અને એની નીચે ડમાસ્કસ આવેલું હતું આ બધાં નવાં આરમીનીઅન ગબ્જ્યો હતાં, અને તેઓ પોતપોતાના પ્રદેશ અને વેપારી રસ્તાઓ પરના કાબુ પ્રમાણે આગળ વધવાને શાંતિના સમયની રાહ જોતાં હતાં. સૌથી વધારે ફળદ્રુપ અને મધ્યમાં સરસ જગ્યાએ સ્થપાયલું ડમાસ્કસ ( ઉબી અગર હોબાહ ) હતું. તેમાં ત્રણસો વર્ષ થયાં આરમીનીઅનો ઘુસતા હતા. આ નવા સેમીટીક સંસ્થાનોમાં તે આગળ નીકળી જવાને સરજાએલું હતું; પણ હમણાં તો તેઓ કરતાં તે બહુ બળવાન નહોતું. લીબેનન ફીનારા ઉપરનાં ફીનીશીઅન શહેરો વિષે અમારનાનાં દફતરો અને બીજી ઇજીપ્શિયન નોંધો પરથી આપણે જાણીએ છીએ કે તેઓમાં લાંબા કાળથી સેમીટીક જાતના

નાઇટ લોકો વસતા હતા. તેમના ઇજીપ્તના સુબાઓ અને
.કાત લેનારાઓ અત્યાર સુધી તેમને જે સ્થિતિમાં બતાવના
। તેના કરતા જુદાજ રગમા તેઓ હવે દેખાવાના હતા.
ો ઘણીજ ઝપટથી દરિયાઇ વેપારીઓ થયા, એટલું જ નહીં
ુ ( જો આપણે ઇ. મ. પૂર્વ ૧૦૦૦ પહેલાંના તેમના ઉંચી
ીગરીના નમુના અથવા તેમની લિપિના અભાવે કહીએ તો )
મો સામાજીક ઉન્નતિમા પણ તેટલીજ ઝડપથી આગળ વધતા
ા અથવા વધવાની તૈયારીમા હતા અહીંઆ કહેવું જોઇએ કે
રીઆના બીજા સેમીટીક લોકોએ પોતાનીજ લિપિમા લખવાનુ
કર્યું હતું એ બાબત શમાલ, મોઆબ અને સેમેરીઆ જેવી
ણી જગ્યાઓમાથી થોડાજ વખતમા પુરવાર થાય છે.

ઇ. સ પૂર્વે આશરે ૧૦૦૦ મા ફીનીશીઅન લોકો એકાએક
ામ દરિયાઇ વેપાર કરનારા શાથી થયા એ બાબત વિવેચન કર-
ની જરૂર છે. હેરોડોટસનું એમ ધારવું હતું કે તેમની વધની
તી વસ્તીનું ભરણપોષણ કરવાને તેમનો સાકડો પ્રદેશ પુરો ન
ાથી ફીનીશીઅનોને દરિયો સેવવો પડયો હતો આમા ઘણું કરીને
કંઇક અંશે ખરો હતો કારણ કે અંદરખાનેથી આરમીનીઅન
ાકોના દબાણને લીધે જ તેઓની પડની ઝડપથી આવી હતી પણ
મની કેળવણી, જેમા તેમની આગળ વધેલી કળા અને લિપિ એ
ામ છે, એટલી બધી ઝડપથી આગળ વધેલી હતી અને એટલી
હાન હતી કે એકલા દરિયાના વેપારને લીધે તેમ બની શકે નહીં
મજ આરમીનીઅન લોકોની અસરને લીધે પણ તે થઇ શકે નહીં
ારણકે મુકાબલે તેઓ તેમના સપાટ મુલકમાથી તાજા જ આવ્યા
ના. આ બાબતોનો ખુલાસો બહુ ચામા કાળ પહેલા કોઇ વધારે
ળવાયલા પ્રદેશમાંથી સીરીઆમા નાટી ભરતી થઇ હોય તોજ થાય
કે એમ છે. તેથી જ્યારે આપણે શરૂઆતની ફીનીશીઅન અને

દક્ષિણ સીરીઆની કેટલીક પ્રાચીન ચીજોમાં પરદેશનું મિશ્રણ જોઇએ છીએ અને એથી પણ વધારે ચીજોએ પોતાનાં લક્ષણો સાઇપ્રસમાંથી મેળવેલાં દેખાય છે ત્યારે આપણને ક્રીટમાં શોધખોળ કરનાર આરથર ઇવન્સનો વિચાર વિલક્ષણ લાગશે નહીં. તેના ધારવા પ્રમાણે ઐતિહાસિક કાળનો ફીનીશીઅન સુધારો, અને ખાસ કરીને ફીનીશીઅનોની લિપિ જે દરિયાપારના દેશો ઘણા નજદીક હોઇ એક સંપૂર્ણ હુન્નરકળા અને લિપિ ધરાવતા હતા તેમાંથી આવેલા લોકોની અસરને લીધે મોટે ભાગે અસ્તિત્વમાં આવી હતી. નોશી-અન વંશના પતન પછી આપણે જાણીએ છીએ કે ક્રીટન લોકો મોટે ભાગે વીખરાવા માંડયા, અને પાછળથી એથીઅન લોકોના ગ્રીસમાં ઉતરવાથી એ બાબત ચાલુ રહી તેમજ વૃદ્ધિ પામી. આપણે ઉપર જણાવી ગયા છીએ કે પુલેસ્ટી અગર ફીલીસ્ટાઇન લોકો જેઓ બારમી સદીની શરૂઆતમાં ઉત્તરનાં પહેલાં ટોળાંની પાછળ પાછળ ઇજીપ્તની સરહદ સુધી ગયા હતા તેઓ ગ્રીક સુધારાની અસર તળે આવેલી કોઇ ભૂમિમાંથી આવ્યાનું મનાય છે; અને જેકરે અને વશાશા જેઓ તેમની સંગાથે ગયા હતા તેઓ ઘણું કરીને ક્રીટનો જાતે જ હતા. આપણે જાણીએ છીએ કે પુલેસ્ટીઓ ફીલીસ્ટીઆમાં રહ્યા; અને જેકરે લોકો ફીનીશીઆના દક્ષિણ કિનારા ઉપર ડોર આગળ વસ્યા હતા. રામેસીસ અગીઆરમાના એક એલચી સુનામને તેમને ત્યાં વસેલા જોયા હતા. આ નવા આવેલા લોકો મધ્ય અને દક્ષિણ સીરીઆમાં ત્યાર પછી થએલા વધારે ઉંચા સુધારા બદલ કારણભૂત થવાને બસ છે. બીજું સાઇપ્રસ અને તેમના બીજા ઇજીઅન પ્રદેશોમાંથી વધારે લોકો આવ્યા હોય અને તેઓએ ઉત્તમ રીતે કુદરતી બક્ષીસ ધરાવતાં ફીનીશીઅન શહેરોને જેમ જેમ વખત વહેતો ગયો તેમ તેમ ઇ. સ. પૂર્વે આશરે ૧૦૦૦ માં નવી કેળવ-ણીની ઝપાટાબંધ વૃદ્ધિ કરવામાં મદદ કરી હોય.

## પેલેસ્ટાઈન.

જેવી રીતે મેદાનોમાથી આવેના નોકા પોતાના મુલકમા ધુસ વાથી ફીનીશીઅનોને ધોકો લાગતો હતો તેવોજ ધોકો તેમના દક્ષિણના પાડોશી ફીનીસ્ટાઇનો જેઓ દોઢસો વર્ષ થયા ઇજીપ્તમાથી ઉત્તર તરફ જતા મોટા રસ્તા પરના વેપારથી અને તેના પરની જકાતથી પોતાનો નિવોહ કરીને પૈસાદાર થયા હતા તેમને પણ લાગતો હતો કેટલીક મદીઓ થયા દક્ષિણ-પૂર્વના રેતાળ પ્રદેશમાથી કેટલીક કદાવર જાતોની સ્વારીઓ થયા કરતી હતી અને તેઓએ ઘણો વખત થયા જોર્ડનની પશ્ચિમે આવેના ઉચા પ્રદેશ પરથી કેનેનાઇટોને હાંકી કાઢ્યા હતા અગર તેમની જોડે મળી ગયા હતા અને હમણા તેઓની એક સયુક્ત પ્રજા બનતી હતી તેઓ એકજ દેવને માનનારા હોવાથી આ ઐકયના કામમા તેઓને બહુ અઘરૂ કામ ન હોતુ તેઓને રહી રહીને લાબી લડાઈઓ લડવી પડતી હતી, જેની દતકથાઓ યાહુદી લોકોની ઇનસાફની ચોપડીમા લખેલી છે તેઓને કેનેનાઇટ જોડે લડવુ પડેલુ એટલુજ નહીં પણ ઓરોનડીસની ઉપની ખીણમા રહેતા એમોરાઇટો જોડે પણ લડવુ પડયુ હતુ પાછળથી તેમને ઉત્તરના અને પૂર્વના આરમીનીઅનો જોડે અને દક્ષિણમાથી આરબોના હુમના સામે ટક્કર લેવી પડી હતી અને સૌથી છેને તેમને ફીનીસ્ટાઇનોના ધમારા સામે અડધી સદી સુધી તામે થવુ પડયુ હતુ આ ધમારાથી ફીનીસ્ટાઇનો ગેનીની સુધી વધી ગયા અને પેનેસ્ટાઇનમા આવેના ઉત્તરના મોટા રસ્તાના નાકાઓ તેમને મળ્યા પણ જે સમય વિષે આપણે લખીએ છીએ તેના એક જમાના પહેના એક શેખ સોનની સરદારી નીચે સૌથા ઉત્તરના હાબીરી લોકોએ ફીલીસ્ટાઇનોને બેથશાન અને મધ્ય પેલેસ્ટાઇનમાના બીજા લાભકારી મસ્થાનોમાથી બહાર હાંકી કાઢ્યા હતા અને જે કગરાઓનો તેઓ મેનેફટાહ ફેરાહોના દિવસોમા કબજો

ધગવતા હતા તે પાછા લઇ લીધા હતા જો કે સોલના મરણ પછી વારસો જે જે ખોયુ હતુ તેનો મોટો ભાગ પાછો જીતી લીધો તો પણ તે તેના હાથમાં લાંબો વખત ટકવાનો ન હોતો મોન કરતા પણ એક મોટો મગ્તર ડવીડ કે જે ફીલીસ્ટાઇનોની મદદ વડે ઉંચે ચડયો હતો અને હમણા જેની મદદે દક્ષિણની પ્રજાઓ ઉભી હતી, તે ઉત્તર અને દક્ષિણ બન્નના યાહુદીઓને એકઠા કરીને પોતાના છત્ર નીચે એક સંયુક્ત પ્રજા બનાવનો હતો તેણે પોતાના જુના ઉપ-રીઓને ફરીથી ઉત્તરમાથી કાઢી મુક્યા પછી ઉત્તરના મોટા રસ્તાના દક્ષિણ ભાગને એક નવા પાટનગર જેરુસલમમાથી ભયમા લાવી મુકયો એ ઉપરાંત અરબસ્તાનના રણની સીમા લગી જોર્ડનની પૂર્વનો મુલક વારંવાર લુટીને ડવીડે એરમીઆમાથી હુમલાઓ થતા અટ-કાવ્યા હતા અને જોકે ડમાસ્કસના આરમીનીઅન રાજ્ય તરફનો ભય ઘણો ભારે હતો તો પણ હાલમા તેને દક્ષિણ તરફ વધતું અટ-કાવ્યુ હતુ. એક બીજો આરમીનીઅન શાહજાદો જે હેમથમા રાજ્ય કરતો હતો અને જે ડમાસ્કસની ઉત્તર સીમા પર આવેલો હતો તેની અને સૌથી પાસેના ફીનીશીઅન શહેર ટાયરના સરદાર જોડે કરાર કરીને તેણે પોતાનો પક્ષ સબળ કર્યો ટાયર હજુ બીજી સદીમા થનારૂ પૈસાદાર શહેર નહોતુ પણ ગેલીલીના નીચા પ્રદેશની ઉત્તરનો કીનારાનો માર્ગ સાચવવાને પુરતુ બળવાન હતુ ઇજીપ્તના કોઇ દહાડો આટલુ નિર્બળ નહોતું એટલુજ નહીં પણ ઇ સ પૂર્વે આશરે ૧૦૦૦ મા નાના નાના અને ઉગતા રાજ્યોના કાળમા સીરીઆમા તેની જેવી સત્તા હતી તેવી સત્તા ફરીથી તે દેખવાનુ નહોતુ પાછળથી જ્યારે યાહુદીઓ એસીરીઆની ઝુંસરી તળે આવશે અને ઇજીપ્તનો તેમને ભય લાગવા માંડશે ત્યારે તેઓ ડવીડ અને તેના વારસના રાજ્યો તળે કાઢેલા સુખી દિવસો બહુ યાદ કરશે

અરબસ્તાનમાં જવાની કોઇએ તે વખતે હીંમત કરી નહોતી અને આપણે પણ ત્યાં જઇશું નહીં. તે વખતે તે એક અજાણી ભૂમિ હતી અને ઇતિહાસની સીમાની બહાર હતી. આપણે સોલોમનનું ડાહપણ જોવાને આવેલી શીબાની રાણીની ગુહ્ય મુલાકાત બાદ કરીએ તો, પૂર્વના કોઇ પણ સુધરેલા દેશ અને એરેબીઆના રાજા વચ્ચે નવમી સદીની મધ્ય પહેલાં કાંઇ પણ સંબંધ હોવાનું ચિન્હ જણાતું નથી. ગ્લાસરના વિચાર પ્રમાણે સેબીઅન પ્રજાની દ્વીપકલ્પની દક્ષિણ-પશ્ચિમે આ સમયે ટોળીઓ બંધાઇ હોય ( ન્યાયાધીશોના હાથ તળે ઇઝરાયલની માફક ) અને હવે તેઓ રાજ્ય સત્તા તરફ વળતી હોય; પણ આપણે તેના વિષે કાંઇ જાણતા નથી. સીરીઆનું રણ જેમાં હાલના અનઝોની માફક એકવાઇ લોકો કોઇની તાબેદારી વગર ભટકતા હતા તેને આપણી જમણી બાજુએ છોડીને ફરીથી ઉત્તરમાં ગયા શિવાય આપણો છુટકો નથી. કારકેમીશ આગળ અથવા સાજુરના મુખની સામે ટીલબારસીપ આગળ અથવા જ્યાં આગળ ખાબુરના ધોધની સામે થાપસેકસ આવેલું છે ત્યાં આગળથી યુફ્રેતીસ નદી આપણે ઓળંગી જઇશું.

## મેસોપોટેમીઆ

ઇ. સ. પૂર્વે ૧૦૦૦ પહેલાંનાં લગભગ સો વર્ષ સુધીનો એસીરીઅન વાર્ષિક ઇતિહાસ આપણા જાણવામાં નથી. તેમજ તે તારીખ પછી પણ સો વર્ષ સુધીનો ઇતિહાસ જણાયલો છે તે ઘણો જુજ છે. અધુરામાં પુરૂં બાબીલોનીઅન નોંધો આપણી આ ખોટ પુરી પાડે તેમ નથી. જો કે આપણે ખાતરીથી કહેતા નથી, તો પણ બનતા સુધી આ બે સૈકામાં જે જાતનાં પરાક્રમો એસીરીઆ અને બાબીલોનીઆના રાજાઓના વિચારમાં પથ્થર અગર માટી

ઉપર કોતરાવીને અમર કરાવવા લાયક હતાં, તે જાતનાં પરાક્રમો તેઓએ કર્યાંજ નહોતાં, અગર કર્યાં હતાં તો તે ઘણુંજ થોડાં હતાં. આ એમનાં પરાક્રમોમાં સ્વારીઓ કરવી, જીતો મેળવવી, શહેરોને લુંટવાં અને રાજાઓ પાસે ખંડણી ઉઘરાવવી, એટલાનો સમાવેશ થતો હતો. ટીગલાથ પાઇલેસરના વખત પછી કોઇ પણ "જગતપતિ"એ ( જે ઇલકાબનો અર્થ એકલા મેસોપોટેમીઆનોજ ઉપરી એવો થતો હતો ) યુફ્રેતીસ–ટૈગ્રીસ નદીના પ્રદેશપર રાજ્ય કર્યું નહોતું. મુશકી લોકોનાં ટોળાંઓના જવા પછી ( જો તેઓ ખરેખર ગયા હોય તો ) એ નદીઓના વચમાંના વિશાળ પ્રદેશમાં અને ટોરસની દક્ષિણે બરાબર શું થયું એ આપણે જાણતા નથી. મીટાનીઓ કે જેઓ કદાચ મુશકીની જાતનાજ હશે તેઓ હજુ પણ ઉત્તર–પશ્ચિમ ભાગ પર કાબુ ધરાવતા હોય એમ જણાય છે; અને ઘણું કરીને બધો ઉત્તર–પૂર્વ મુલક એમીરીઅનોનો હતો. ખરેખર કર્દ અને ઉરારટુના આરમીનીઅન લોકો પાનખરથી તે વસંતઋતુ સુધી નિ:પક્ષપાતપણે મેદાનોમાં વસતા લોકો પર હુમલા કરતા હતા અને જ્યારે જ્યારે એસીરીઆ નબળું પડતું ત્યારે તેઓ હમેશ આમ કરતા. રામ–એલ–એન નજદીક ટેલહલાફ આગળ જ્યારે જર્મન ખોદકામ પુરું થઇ પરિણામો પ્રગટ થશે ત્યારે આપણે ખુદ મેસોપોટેમીઆને વાસ્તે ઘણું જાણીશું. જુનાંમાં જુનાં જે સ્મારકો ત્યાં જડયાં છે તેઓ કદાચ અશુરના મેમીડીક પેરેસીસ રાજ્ય કરતા થયા અને એસીરીઆનું રાજ્ય બનાવવા ઉત્તર તરફ વધ્યા તે પહેલાં જે ખાની ( હેરન ) રાજ્ય નીનેવાહની પેલેપાર સુધી પ્રસરેલું હતું તેની શેષ રહેલી નિશાનીઓ છે, પણ ત્યાં આગળ પાછલા કાળના ખંડીએરો પણ છે, અને તેમાંથી એમીરીઅન સત્તાના અને ત્યાર પછીની સ્થાનિક સ્વતંત્રતાના કાળમાં મધ્ય મેસોપોટેમીઆમાં બનેલા બનાવો જણાશે એમ આશા છે.

આપણે ઉપર કહી ગયા તેમ એસીરીઆ ખરેખર આ તારીખે નબળું હતું એટલે પોતાના ખેતી કરતા સેમીટીકોના મુલક બહાર તેની સત્તા નહોતી. જ્યારે જ્યારે તેના ઇતિહાસમાં આ ચીજ બનતી ત્યારે તેનું કારણ ધર્મગુરુઓની સર્વોપરી સત્તા જણાય છે. આ સત્તા થવામાં બાબીલોનની અસર ઘણી જોખમદાર હતી. સેમીટીક લોકનું એકેશ્વરવાદ તરફ વલણ જે આપણે ઉપર જોયું છે તેને લીધે પૂર્વના સેમીટીક લોકો ( જ્યારે લશ્કરી જુલમમાંથી તેઓ મુકાબલે છુટા હતા ત્યારે ) બાબીલોનમાં સ્થપાયલા સર્વોપરી દેવની ભક્તિ તરફ વારંવાર વળતા. જ્યારે આ શહેરનું લશ્કરી બળ ઘણું થોડું હતું ત્યારે પણ મરડુકના ધર્મગુરુઓ પોતાથી વધારે બળવાન એવા એસીરીઆના રાજ્યકારભારમાં પોતાની સત્તા ચલાવવામાં ફતેહમંદ થએલા જણાય છે. નીનેવાહના મહાન લશ્કરી સરદારોની રાજ્યસત્તા જો મરડુકે ઉપરટપકે પણ કબુલ રાખતા તો તેમના દેશમાં પણ તેમને કેટલું માન મળતું, અને જો તેઓ તેમની દરકાર નહીં કરતા, અને તેમના સ્થાનિક રહેઠાણને નુકશાન કરતા તો તેઓને કેટલું ભોગવવું પડતું હતું, તે આપણને આગળ જણાશે. જ્યારે એસીરીઅન રાજાઓની સત્તા ટોચે હતી ત્યારે પણ સેમીટીક એશિયા ઉપર તેમનો રાજ્ય કરવાનો સ્વાભાવિક હકક કદી પણ કબુલ રાખવામાં આવતો નહોતો. આ હકક તો મરડુકોના વિચાર પ્રમાણે બાબીલોનનોજ હતો. જો તેઓને મરડુકોની મહેરબાની મેળવવી હોય તો તે તરવારથી મેળવવી પડતી અને જ્યારે તે તરવાર નબળી પડતી ત્યારે તેમની મહેરબાની હમેશાં અદ્રશ્ય થઇ જતી ઠેઠ સુધી તેઓને જુલમ કરવાનીજ ફરજ પડી હતી અને પોતાના હકક સ્વીકારાવવાને તેઓ તેમના ગામડીઆઓના ભાલાઓ ઉપર અને છેલ્લે છેલ્લે તો ભાડુતી લશ્કર ઉપરજ આધાર રાખતા. એસીરીઆનો કાંઇ પણ વંશ ઝાઝી વાર ટકતો નહીં, કારણકે ત્યાં રોમન

રાજ્યની માફક લોકોના માનીતા સરદારોને લડાઇમાં આગે રોકાયલા હોય તો પણ વારંવાર ગાદી આપવામાં આવતી હતી.

આ ઉપરથી એમ જણાશે કે ઇ. સ. પૂર્વે ૧૦૦૦માં એસીરીઆ નહીં પણ બાબીલોનીઆ પૂર્વની સેમીટીક સત્તાઓમાં શ્રેષ્ઠ હતી; પણ તે સાથે તે બળવાન નહોતી કારણકે મેસોપોટેમીઆના નીચલા ભાગની બહાર તેનું કોઇ પણ રાજ્ય નહોતું. ઇ. સ. પૂર્વે ૧૦૦૦ માં એક તેનો રાજ્યવંશ કે જેનો ઇતિહાસ જણાયલો નથી ( આ પાશે વંશના રાજાઓ હતા; તેઓમાં નેબુકેડનેઝર પહેલોજ જબરો માણસ નીકળ્યો ) તેનો નામોશીભરેલી રીતે અંત આવવાથી એમ અનુમાન થાય છે કે બાબીલોનીઆ આ વખતે ફરી ફરીને આવતા એક રાજકીય કટાકટીના વખતમાંથી પસાર થયું હતું. ઘણું કરીને આવો વખત જ્યારે દક્ષિણે દરિયા કીનારા પરનાં સુમેરીઅન શહેરો સેમીટીક પાટનગરની સામે કોઇ પરદેશી શત્રુ જોડે મળીને તરકટ રચતાં ત્યારે આવતો હતો. આમ છતાં પણ તેમનામાની જુની પ્રજા જ્યારે તેને જીત.મળતી ત્યારે પણ નવી રાજ્યધાની સ્થાપવાનો અથવા તો સેમીટીક રાજ્યના પહેલાંની સ્થિતિ ફરી લાવવાનો પ્રયત્ન કરતી જણાયલી નથી. હમણાં બાબીલોન બીજાં બધાં જુનાં શહેરો કરતાં એટલું બધું બળવાન હતું કે, લોકોમાં બીજા બળવાની ઇચ્છા રહી નહોતી અગર તે રહી હોય તો પણ પાર પડે એમ નહોતું. હમણાં તો ફક્ત ગાદી ઉપર એક વંશને બદલે બીજા વંશના રાજાઓને મરજીમાં માનીતી ગાદીપર બેસાડવાનું જ શક્ય હતું પણ પાશે વંશના છેલ્લા રાજાને ઉથલાવી નાખવામાં સુમેરીઅન લોકોનો એકલાનો જે હાથ નહોતો. પશ્ચિમના ઉજ્જડ મુલકમાંથી સુતી જાતના ભટકતા લોકો ઘણા વખતથી અક્કાડમાં રેવારી કરતા હતા, અને દરિયા કીનારા પરના વિજયી

લોકોએ જે પહેલો રાજા સ્થાપ્યો તેને તેમણે હાંકી કાઢીને તેમનો ટંટો નાશ સમાપ્યા પછી જ ગાદીએ બેસવું પડયું હતું. પણ તે ગાદી તો પૂર્વમાંથી ઇસ્લામના અને ઉત્તર તરફથી એમીરીઆના ભયમાં હતી, અને એમાંથી કોઇને પણ એક બળવાન સરદાર મળે કે તરતજ સુધ જવાની હતી

# પ્રકરણ ૨

## ઇ. સ. પૂર્વે ૮૦૦ માંનું પૂર્વ

પૂર્વ પ્રદેશમાં બે સદીઓ વહી ગઇ છે, અને તેની તરફ નજર કરતાં પહેલવહેલાં એમ જણાય છે કે તેની રાજકીય અગર સામાજીક સ્થિતિમાં ઘણો મોટો ફેરફાર થયો નથી. બહારથી કોઇ નવી સત્તા તેમાં આવી નથી. એકલું ફ્રીજીઆનું અગત્યનું રાજ્ય અંદર ઉભું થયું છે. જે પ્રજાઓ ૧૦૦૦ માં સૌથી અગત્યની હતી તે હજુ ૮૦૦ માં પણ સૌથી મોટી અગત્યતા ધરાવે છે. આ પ્રજાઓ તે એસીરીઅનો, બાબીલોનીઅનો, કેપેડોશીઆના મુશકીઓ, ઉરારટુમાંની પ્રજાઓ, ડમાસ્કસના આરમીનીઅનો, સીરીઅન કીનારા પરના વેપારી ફીનીશીઅનો અને એનેટોલીઅન કીનારા ઉપર વેપાર કરતા ગ્રીકો છે. ઇ. સ. પૂર્વે આશરે ૯૨૫ માં પેલેસ્ટાઇન પર એક સ્વારી કરવા શિવાય ઇજીપ્ત પોતાની સરહદની બહાર ગયું નથી. આ સ્વારીમાંથી લીબીઅન રાજા શેશેન્ક આમીનનો ભપકો વધારવાને સોલોમનના દેવળનો ખજાનો લુંટી લાવ્યો હતો. અરબસ્તાન હજુ અગત્યતા ધરાવતું નથી. ખરેખર ત્યાં સુધારો થાય છે, પણ જુની પદ્ધતિ પર મુકાબલે રાજ્યોની કીમત બદલાઇ ગઇ છે. કેટલાંકો બસો વર્ષ ઉપર હતાં તેના કરતાં વધારે ચઢીઆતાં થયાં છે: પણ તેઓની ચઢતીનાં ચિન્હો અગાઉથી જણાયાં હતાં ત્યારે બે સમયમાં તફાવત શું ? તે પારખવાને માટે બીજીવાર જોવાની જરૂર નથી, અને જો કોઇ બારીકાઇથી જુએ તો પાછળ થનારા કેટલાક ફેરફારો ઉપરાંત ઇ. સ. પૂર્વે ૧૦૦૦ માં સ્વપ્ને પણ નહીં ધારવામાં એવા બનાવોની નિશાનીઓ અને ચેતવણીઓ તેને દેખાશે.

## એસીરીઆનું મધ્ય રાજ્ય

પહેલી નવાઇ તો એક સર્વોપરી સત્તાનું અસ્તિત્વ છે. નાના નાના રાજ્યોનું ઝોકડુ તો હજી છેજ, પણ તેમાના ઘણા ખરા ઉપર એક ઉપરીપણું ભોગવે છે અને તે ભોગવનાર એસીરીઆ છે વળી જે જાતનાં પરદેશી રાજ્ય ઉપર તે પોણોસો વર્ષથી સત્તા ભોગવે છે તે કોઇ પણ એશિયાટીક સત્તાએ હજી સુધી સ્થાપેલા રાજ્યો કરતા જુદાજ પ્રકારનુ છે પહેલાના વખતમા આપણે જોયું છે કે એસીરીઆએ બે વખત ભટકતા સેમીટીક લોકોના જેવુ સામ્રાજ્ય મેળવ્યુ હતુ, એટલે કે વિશાળ પ્રદેશ ઉપર મરજી મુજબ લુંટવાની છુટ મેળવી હતી પણ જ્યા લગી આપણે જાણીએ છીએ ત્યા સુધી શાલમાનસર પહેલાએ અગર ટીગલાથ પાઇલેસર પહેલાએ લુંટેલા પ્રદેશોમા જ્યુને માટે રાજ્ય વ્યવસ્થા કરવાનો વિચાર સુદ્ધા પણ કર્યો નહોતો પણ નવમી સદીમા અશુરનઝીરપાલ અને તેના ગાદીવારસ શાલમાનસર બીજાએ જ્યારે દરવર્ષે લુટ કરવા જવા માડ્યુ ત્યારે તેઓ તાબે કરવા ઇચ્છના મુલકોમા પહોચતા પહેલા તેમના સુબાઓ તેમજ લશ્કરોથી રક્ષાયલા વિશાળ મુલકોમાથી પસાર થતા દાખલા તરીકે તેના રાજ્યના ત્રીજા વર્ષમા શાલમાનસર બીજો યુફ્રેતીસના કીનારા ઉપર આવેલા ટીલબર્સીપ શહેરને માટે કિલ્લેબંધી કરતો, નવું નામ આપતો, રક્ષક સૈન્ય રાખતો, અને રાજ્યમહેલ બાધતો આપણને જણાય છે આમ કરવાનું કારણ એ કે મરજી થાવે ત્યારે તે નદી સહીસલામત રીતે ઓળંગી શકે છેલ્લે તેણે અકુમમાથી તેના આરમીનીયન સરદારને કાઢી નાખ્યો અને તેને એક આસીરીયન કિલ્લામા ફેરવી નાખ્યું અહીંઆં સુધી આસીરીયન રાજાઓએ પોતાનું રાજ્ય લંબાવ્યું હતું, પણ એથી વધારે આગળ તેઓ ગયા નહોતા યુફ્રેતીસની પેલીપાર ખરેખર

તેઓ ઠેઠ ચીનીસીયા, ડમાસ્કસ અને સીલીસીયા સુધી દર વર્ષે જતા: પણ તેમનો હેતુ માત્ર બાબીલોનીયાના જુના બાદશાહો માફક અગર આસીરીયાની ગાદી ઉપર તેમના પહેલાં થઇ ગયેલા રાજ્યકર્તાઓ માફક લુંટવાનો, ખંડણી લેવાનો અને નાશ કરવાનો હતો. આ ઉપરથી જણાશે કે શાલમાનસરના સામ્રાજ્ય વિષેના વિચારોમાં નાશ કરવાની જુની પ્રેરણાનો ઘણો મોટો ભાગ હતો, પણ તેની જોડે જોડે નવું સ્થાપવાનો નિયમ એ પ્રેરણાને નરમ પાડતો હતો. તે મહાન રાજા જો કે હજુ એક બેડવાઇ અમીરને કંઇક મળતો હતો અને દરેક ઉન્હાળે લુંટફાટ કરવા જવાને બંધાયેલો હતો તો પણ આપણા કાળના જેમ્સલસમારના અરબી રાજા મહમદ ઇબનર શીદની માફક તેને પોતાના મુલકો વધારવાની ઇચ્છા હતી, કારણ કે તેથી કરીને મોટા પાયાપર લુંટફાટ કરવાને તેને સહેલાઇથી નવા મુલકો મળે. ખુદ આસીરીયા ઉપરાંત શાલમાનસર બીજાના મુલકમાં દક્ષિણે બાબીલોનીયા, પશ્ચિમે અને ઉત્તરે બધો મેસોપોટેમીયા અને પૂર્વમાં ઝારગોસ સુધીનો બધો ભાગ આવી જતો. તે સિવાય ઉત્તરે વાન સરોવર સુધીના પ્રદેશમાં " તેનું ચલણ હતું, " જ્યારે પશ્ચિમે તે લાગવગ યુફ્રેટીસની પેલી પાર મધ્યસીરીયા સુધી પહોંચી હતી. છેલ્લે ઇજીપ્તની સરહદ સુધી લુંટફાટ કરવાની તેને પરવાનગી હતી. શાલમાનસરની પાછળની બધી સ્વારીઓ આ સીમાઓને ઓળંગી ગઇ હતી. એમેનસ પર્વતોને સાતવાર ઓળંગી ગયા પછી તેના રાજ્યના છવીસમા વર્ષમાં તે ટોરસમાં હતો. તેના રાજ્યની મધ્યમાં ડમાસ્કસ પર વારંવાર હલ્લા કરવામાં આવ્યા હતા. સને ૮૪૨માં સેમેરીયાના જેહુ રાજાએ પણ પોતાની ખંડણી આપી હતી.

આ સમય લગીમાં પૂર્વમાં જે જે રાજ્યો થઇ ગયાં હતાં તેમાં નવમી સદીનું એસીરીયા સૌથી બળવાન અને જુલમી જણાયું હશે. તેની ગાદી પર બીલકુલ ખાડો પડયા સીવાય એક પછી એક

રાજાઓ આવતા હતા. આમ હમેશાં થતું ન હોતું તેમજ ત્યાર પછીના વખતમાં ભાગ્યે જ તેમ થવાનું હતું. એસીરીયાની વચ્ચોવચ તેની રાજ્યધાની નિર્ભયપણે સ્થપાયલી હતી. અને તે ધર્મગુરુઓની સત્તા તળે કચડાયલું અશુર કે જે હમેશાં રાજ્યદ્રોહી અને બાબીલોનની તરફેણમાં હતું તેનાથી આઘી હતી; કારણ કે કેલાહ કે જે શાલમાનસર પહેલાની રાજ્યધાની હતું પણ ટીગલાથ પાઇલીસરે જેને બદલી નાંખ્યું હતું તે આશુરનટ સીરપાલના હાથ હેઠળ પાછું પાટનગર થયું વચલા એસીરીયન સામ્રાજ્યના રાજાઓ ત્યાંજ ગાદી રાખતા આસીરીયન લશ્કર હજુ પેસાદાર લડવૈયાઓનું અથવા પાછલા વખતમાં એશીયાના મહાન રાજાઓના પુરે જતી જુદી જુદી જાતની પ્રાંતિક પ્રજાઓનું બનેલું નહોતું એમ જણાય છે હજુ સુધી આસીરીયાના કદાવર ગામડીઆઓમાંથી જ તેમાં ભરતી કરવામાં આવતી હતી રાજા પોતાની મરજી મુજબ સ્વતંત્રપણે વર્તતો અને લશ્કરની મદદથી પોતાનું રાજ્ય ચલાવતા આવી સત્તા ખાતરીથી ટક્યા વગર રહે તેમ નહોતું, અને ખરેખર તે બે સૈકા કરતા પણ વધારે ટકી પણ તે દેખાય તેવી મજબુત નહોતી અશુરનટ સીરપાલ અને શાલમાનસર બીજાની સદી પુરી થતા પહેલા તો તેની રાજ્યપદ્ધતિમાં રહેલા કેટલાક પડતીના મૂળ ઝડપથી આગળ વધતા હતા.

કુદરતનો એવો એક નિયમ છે કે જે કુટુંબમાં દરેક માણસને વ્યભિચારમાં ગરક થવાની દરજ્જે દરેક તક અને છુટ મળે છે તે કુટુંબની શારીરિક અને નૈતિક સ્થિતિ દિવસે દિવસે વધારે બગડતી જાય છે આથી કરીને જે સામ્રાજ્ય એટલી બધી આપખુદ સત્તાથી ચાલે છે કે એકલો રાજાજ તેનો કરતા કારવતા છે તે રાજ્ય પેઢીધરનબળું પડતું જાય છે પોતાની અમલની મજબુતી થોડી ઘણી પણ જાળવી રાખવાનું તેને એકજ સાધન છે. આ સાધન તે એક અમલદાર વર્ગની સ્થાપના છે આ અમલદારો જે પહેલાના રાજા-

ઓના વિચારો અને પદ્ધતિઓને વળગી રહીને તેમને રાજ્યમા અમલમા મુકે તોજ તેની મજબુતી કાઇક અંશે પણ જળવાઇ રહે વચના આસીરીયન રાજ્યે આ ઉપાય યોજવાને કદી પણ તસ્દી લીધી નહિ તેના મહાન રાજાઓએ મુખ્ય અધિકારીઓને લશ્કરી સત્તા આપવાના તેમજ પ્રાંતોમા તેમને લશ્કરી સત્તાની યોજના કરવા દેવાના ઘણા દાખલા છે પણ જે દિવાની સત્તા આપવાથી એક રાજ્ય કરતો અમલદારવર્ગ અસ્તિત્વમા આવ્યો હોત તે સત્તા આપવાનો એકે દાખલો નથી તેથી કરીને જે સત્તા એકના હાથમા રહેવાથી પ્રથમ રાજ્ય મજબુત થયેલુ હતુ તેજ સત્તાએ જેમ જેમ વખત જતો ગયો તેમ રાજ્યને નબળુ પાડ્યુ

વળી જે અજીત આસીરીયન લશ્કરો દર ઉનાળે બહાર લુંટવા જતા હતા તે કેટલોક કાળ સુધી ટાઇગ્રીસના વચના ભાગમા આવેલા ખેતરોમાથી ચુટી કાઢેલા કદાવર ગામડીઆઓના બનેલા હતા પણ દર વર્ષે લુટ કરવાની પ્રથા તો ભટકતા લોકોની છે, અને એક અડધી ભટકતી સ્થિતિની પ્રજા કે જે થોડી ઘણી ઉપરઉપરથી ખેતી કરે છે અને ઉનાળામા ખેડુત અને ભરવાડને લગતા કામો તેના ઘરડાઓ, છોકરાઓ અને બૈરાઓને બહુ ખોટ ખમ્યા વગર સોંપી શકે એવી સ્થિતિમા હોય છે તેને લાયક છે પણ એક સ્થાયી અને મહેનતુ પ્રજા કે જેને સારી રીતે જમીન ખેડવાની છે, ઉનાળાનો પાક ઉતારવાનો છે અને ખેતરોને પાણીની તંગી ન પડે તે પર ધ્યાન રાખવાનુ છે, તેની સ્થિતિ તદ્દન જુદી જ છે દર વસંત ઋતુએ પોતાના ખેડુત વર્ગમાથી ભટકતા લશ્કરો ઉભા કરવામા આસીરીયન રાજાઓએ તેમના પૈસાના તેમજ મજબુતીના સાધનો ખલાસ કરવા માડ્યા એટલુ જ નહિ પણ ઘણોજ અસંતોષ ફેલાવ્યો જેમ જેમ બીજા બે સૈકાઓ જતા જશે તેમ તેમ આસીરીયન ભૂમિ વધારે ને વધારે ખાલી તેમજ દુખી થતી જશે ૮૦૦-

ના વર્ષ પહેલાં તો શાલમાનસરના દીકરાઓની સામે આરબેલાના એપુતોએ બળવો કર્યો હતો અને મહામહેનતે તેમને શાંત પાડયા છતાં પણ અદાહ્નીરારી ત્રીજાની સામે તેઓએ એવો બળવો ઉઠાવ્યો કે તે સૈકો પુરો થયા છતાં પણ તેનો અંત આવ્યો નહિ.

છેલ્લે આ લડાયક રાજ્ય કે જે હમેશાં લડાઇમાં જ રોકાયલું રહેતું તેને બહાર તેમજ અંદર પણ કટ્ટા શત્રુઓ જમા થયા વગર રહ્યા નહિ. તેના અંદરના દુશ્મનોમાં ખરેખર અશુરમાં સર્વોપરી સત્તા ધરાવતા ધર્મગુરુઓ હતા. તેઓ જાણતા હતા કે તેમણે જ આસીરીયાનો પહેલવહેલો સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યો હતો, અને તેથી કરીને તેમનું શહેર જે પ્રથમના વંશનું માનીતું હતું, અને જેને મહાન ટીગલાથ પાઇલીસરે ફરીને પ્રથમ પંક્તિમાં આણ્યું હતું તે હલકી પાયરી પર જાય તેની તેઓ વિરુદ્ધ હતા. આથી કરીને આર-બેલાના લોકોના ઉપર કહેલા બન્ને બળવામાં તેઓ સામેલ થયા હતા અને બાબીલોનના સેમીટીક લોકો દક્ષિણ એસીરીયા ઉપર સત્તા મેળવવાનો કોઇ પણ યત્ન કરે તેને વધાવી લેવા હંમેશાં તત્પર હતા.

## ઉરારટુ

આસીરીયાના સૌથી ભયંકર અને હઠીલા શત્રુઓ ઉત્તરના પહાડી લોકો હતા. જો તેની આગળ પાછળના પ્રદેશો ઉપર નજર નાંખીશું તો આ વાત તરત જ જણાશે. પૂર્વમાં પર્વતોની પાછળ વાદળાં ઘેરાતાં હતાં; પણ હજુ તેઓ તુટી પડવાને તૈયાર થયાં ન હોતાં. દક્ષિણ અને પશ્ચિમે જુનો સુધારો ધરાવતા શાંત લોકો વસેલા હતા અગર ભટકતા આરબ લોકોનો પ્રદેશ હતો. આ લોકો ઘણે દૂરદૂર વિખરાયલા હતા; અને તેમનામાં એટલી ખરાબ વ્યવસ્થા હતી કે તેઓ ભયંકર થઇ પડવાને નાલાયક હતા. પણ ઉત્તરમાં સ્થિતિ

જુદી હતી જે જંગલી ખીણોમાથી ઉપની ટાઇગ્રીસને ડાબી બાજુએથી મળતી નદીઓ વહે છે તે ખીણો હમેશા ઝનુની લડાયક જાતોને આશ્રય આપતી રહી છે

મેસોપોટેમીયાના ટેકરાઓ પર ઉગતો રિયાળુ ઘાસ્વાળો તેમજ ઠંડાં હવાપાણીવાળો તે દેશ મેળવવાનો વિચાર તેમના મગજમા હમેશા રમ્યા કરતો હતો, અને ઠેઠ આપણા વખત સુધી પણ મેસોપોટેમીયાના એક પછી એક રાજાઓને તેમને આવતા અટકાવવાને પગલા લેવા પડે છે આ જાતોની બાબતમા મોટી ખોડ તે ઐક્યતાનો અભાવ છે અને તેમનો પ્રદેશ નાના નાના ટુકડાઓમા વહેચાઇ ગયેલો હોવાથી તે વાતને ટેકો મળે છે આથી કરીને વેન સરોવરની આગળ પાછળ તથા આમીરીયન હદ સુધી ઘણી જાતો ખીણોના ઉપના ભાગ પર વસતી જાતો પર નવમી સદીના શરુઆતમા ઉરારટુ અગર ( તેના લોકો કહે છે તેમ ) ખાનડીઆ રાજ્યની સત્તા થતી જોઇને આમીરીયનો ઘણા વિચારમા પડયા આ જાતોના જોડાવાથી વેનનુ રાજ્ય મજબુત થાય એમ હોવાથી તેમને નબળી પાડવાની આશાએ અશુરનટ સીરપાન અને શાલમાનસરે ઉત્તરના પહાડી મુલકમા સ્વારીઓ કરી ઉરમીયા સરોવરની પડોશ લગી આ બન્ને રાજાઓ અનેક વખત ગયા, અને શાલમાનસરે ત્રણ ચાર વખત ઉરારટુના મધ્યમા સ્વારીઓ કરી, પણ તેને મનમાનતી ફતેહ મળી નહિ વેનનુ રાજ્ય ખીલતુ ગયુ અને તેના રાજાઓ (જેમના નામો એશીયા કરતા યુરોપના નામોને વધારે મળતા આવે છે —સ્યુરીપ્રીસ, મારડયુરીમ, મેનુઆસ, આરજીસ્ટીસ, રુસાસ ) એ વેન સરોવરની આસપાસ કિલ્લાઓ બાધ્યા આ કિલ્લાઓ અદ્યાપિ હયાત છે લડાઇઓમા તેઓની જીતોના હેવાલો ખડકો ઉપર કોતરવાને તેઓએ તેમના દક્ષિણના શત્રુઓની લિપિ લીધી આમનો એક લેખ એરેબીયા સામેના યુફ્રેતીસના ડાબા કીનારા જેટલો પશ્ચિમમા પહો-

ચેનો છે શાલમાનસરના છોકરાઓએ નાનુના મુલકમા ઘુસીને લડવાની બાપની નીતિ જારી રાખવાના યત્નો ર્યા પના ઇ મ પૂ ૮૦૦ સુધીમા તો, ટાઇગ્રીસના મૌથી Cપના પ્રદેશમા અને Cપનો મેસોપોટેમીયા, જેને આસિરીયન લખાણે મા નઇમ ભૂમિ તરીકે ઓળખવામા આવે છે, તેમા એસીરીયન સત્તને સ્ને પોતાની સત્તા ચેનનો રાજા સ્થાપવામાં ફતેહમદ થયો હતો અને એના નાગ્ગો હવે પછીના વખતમા તેમની નીચે આવેના સપાટ મુલકોમા વધારે ને વધારે ૩ુટફાટ ગ્ગ્શે

## મીડીલો:

આસીરીયાના નમળા પડેના નાન્યવઞનેે Cગન્ડુની મત્તા નવમી સદીના અતમા ભયકર નાગી હતી તે ઉપરાન તેની આસપાસ બીજી બે જાનો થોડીક વાર પર ઉભી થઇ હતી, અને તેઓ પરિણામમા તેને વધારે ભયકર નીવડવાની હની આમાની એક ઉત્તર-પૂર્વ સીમા ઉપર આવેના ઝગ્રોસ પર્વતના ચેની તરફના ઢોળાવ ઉપર અને તેના આગળના C ચ પ્રદે। ઉપગ ગ્હેની હતી તે એક મિશ્ર પ્રજા દેખાતી હતી અને તે ધીમે ધીમે વધતી તેમજ મયુક્ત થતી જતી હતી તેમાંનો એક ભાગ દ્ક્ષિણ ર્શીયા અને મધ્ય એશીયાના પશ્ચિમ મેદાનોમા રખડતી એક મજબુત ભરવાડ પ્રજાની જાતનો હતો સૌથી શરૂઆતમાના ગ્રીકો તેઓને મોઘમપણે ગીમેરીયન લોકો તરીકે ઓળખતા હતા, અને તેમના વશજો તેઓને સીથ લોકો કહેતા હતા તેમનુ નામ થોડીક મુ તમા પૂર્વમા ઘરગતુ શબ્દ થઇ પડવાનો હતો કોકેસસ પર્વતની આણી પાસ રહેનારા તેમના એક ફાગએ આધુનિક એઝરબઇજાનમા વાસે કર્યો હતો અને ત્યા આગળ આર્યન નોમ્ની ઇગની શાખાના પૂર્વ આથી આવતા પરદેશીઓ ઘણો કાળ થયા તેમનામા ભરતી ગ્તા

હના. કામપીયન પર્વત અને અગરના રણની વચ્ચેનો પ્રદેશ જેના પગ ટેહરાન હાલ ચોકીદાર તરીકે ઉભું છે તેમાંથી આવીને આ ઇરાનીઓ ઉત્તર-પશ્ચિમ ઇરાન ઉપર તેમજ દક્ષિણે જે ઉચ્ચ મુલક ટાઇગ્રીમ પ્રદેશના નીચાણ ભાગ ઉપર આવેલો છે તેની પશ્ચિમ સીમા ઉપર આવેલા ફળદ્રુપ મુલક ઉપર પ્રમર્યા. તેમનો કેટલોક ભાગ પરસુમા નામથી એરેરેટ ગન્યની કોરણ ઉપગ આવેલા ઉરમીયા સરોવરના પશ્ચિમ કીનારા સુધી ઉત્તરે વસેલો જણાય છે, અને બીજો ભાગ ઇલામની હદ સુધી દક્ષિણે આવેલો જણાય છે. આ બન્ને છેડાઓની વચ્ચે સ્થાયી થયલા સીથો જોડે પરદેશીઓ ભળી ગયેલા અને તેમની પ્રજાકીય શ્રેષ્ઠતાને લીધે મર્વોપરી થયેલા જણાય છે. એક અનિશ્ચિત મમયે-ઘણું કરીને ઈ મ પૂર્વે ૮૦૦ પહેલાં-ઇરાનીઓમાંથી એક ઝોરોસ્ટર નામે માણમ પેદા થયો અને તેણે પોતાના લોકોને કુદરતના તત્ત્વોની આરાધનામાંથી માક્ષાત ઇશ્વરમાં મન જોડતા કર્યા, અને તેમની ધાર્મિક માન્યતામાં આ સુધારો કરીને તેમની મામાજીક હાલત સુધારી; તેમજ તેમનામાં રાજકીય ઐકયતા કરી આ મમયથી મન્ડા મામના લોકો પૂર્વમા ઓળખાવા માડયા અને તેમની બીક લાગવા માડી શાલમાનમર બીજાથી માડીને આ મીરીયન રાજાઓને મન્ડાના મુલક ઉપર વધારે ધ્યાન આપવું પડતું હતું. તેઓ તેમના પર સ્વારી કરતા, લુંટતા, અને ખંડણી ઉઘરાવતા, પણ તે બધો વખત ઝગ્રોસની પાછળ છુપાયલા ગીડી ચોકનો ભય તેમને વધારે ને વધારે પ્રમાણમા લાગતો

## કેલડીયનો

એમીરીયાનો બીજો ભય દક્ષિણમા હતો જે બે ભય તેને માથે ઝઝુમતા હતા તેમનો આ વધારે તાત્કાલિક હતો. ફરીથી એક વાર સેમીટીક લોકોનો એક ધમારો, જેને આપણે પહેલાંના

કેનેનાઇટો અને આગ્મીનીયનોના ધમરાથી ઓળખવાને કેનડી યન કહીએ છીએ, તેણે બાબીનોનીયનોમા તેજી આણી હતી અગ્બસ્તાન કે જે કેટનાક મારણોથી પશ્ચિમ એશીયામા થતી કોઇ પણ પ્રજાકીય ઉથનપાથલનુ મૂળ કારણ છે તેમાથી પહેલાની માફક એ મોજાઓ ધમા આવ્યા હતા આ મહાન દક્ષિણ દ્વીપ ૫ ઘણે ભાગે પહાડી મુલક અને મેદાનોનો બનેનો છે તેની હવા ઘણી ચોખ્ખી અને જમીન દોષ વગરની છે પરિણામે ત્યા નિરોગી પ્રજા થાય છે અને તેનુ જન્મપ્રમાણ મરણપ્રમાણ કરતા ઘણુ જ વધારે છે પણ તેની જમીન અને હવાપાણીની વિચિત્રતાને લીધે દેશનો પાક અમુક પ્રમાણથી વધતો નહિ હોવાથી ઝડપથી વધતી જતી વસ્તીના કાનતુ ભાગને પોતાનુ પેટ બીજેથી ભરવાની જરૂર પડે છે દેશમાથી બહાર જવાને રસ્તાની મુશ્કેલીઓ છે એવી ને એવીજ હોવાથી ( બીજી જગએ લોકો આમા થવાની વાત બાજુએ મુકીએ તો પણ ) પરદેશગમન રવા ઇચ્છનારાઓ ભાગ્યેજ નાની ટોળીઓમા નીકળે છે તેઓ પોતાના દેશમા એક જ ગી ટો ળી એકઠુ થાય નહિ ત્યા સુધી ભટકયા કરે છે અને દેશમા ભૂખમરો અને શત્રુતા વધી જવાથી આખરે તેમને અરબસ્તાન છોડવાની જરૂર પડે છે તેમના દેશમા ઉડતી રેતીઓ સમાન અગકાવવાને મુશ્કેન થઇ પડે એવા આ ભટકતા આરબો પડોસની ફળદ્રુપ ભૂમિઓ પગ તુટી પડે છે, અને ત્યા તુટતા ૧ટતા આખરે સ્થાયી થાય છે સુમાબને આધુનિક કાળમા એવીજ રીતે શેમર જાતના લોકો સીરીયા અને મેસોપોટેમીયામા આની રહ્યા છે અને એવીજ રીતે અસનના વખતમા કેનેનાઇટો, આરમીનીયનો અને કેલડીયનો ગયા હતા ઈ મ પૂર્વે ૮૦૦ સુધીમા તો આપણે કેનડીયનોને ઇરાની અખાતને મથાળે " દરિયાઈ ભૂમિ ' ઉપરાત યુફ્રેતીસ અને ટાઇગ્રીસ નદીઓ વચ્ચે સારી રીતે સ્થાયી થયના જોઇએ છીએ બાબીનોનના જે રાજાઓ

અશુરનું મીરપાન અને શાલમાનસર બીજાની સામા થયા હતા તે કેનડીસન જાતના હોવાનું જણાય છે, અને જો કે તેમના વારસો ઇ સ પૂ ૮૦૦ સુધી આસીરીયાનું સર્વોપરીપણું સ્વીકારતા હતા તો પણ તે કાઢી નાખવાને તેઓ હમેશાં મથતા, અને મદદને માટે ઇનામ અથવા પશ્ચિમના ઉત્તર પ્રદેશમાં વસતી જાતો તરફ વળતા પણ વખત તેમને માનુકૂળ નહોતો અદાદ નીરારીએ બાબીલોનને પોતાને ફરીથી આસીરીયન સત્તા તળે આણ્યું અને તેની સાથે સદી પૂરી થઇ

## આસીરીયાનાં રાજ્યોની સીરીયા તરફ વૃદ્ધિ

આપણે જોયું તેમ ઇ સ પૂર્વે ૮૦૦ માં ઉત્તરના સેમીટીક લોકોના દરિયાકાંઠા ઉપર આફતના ભય ઝઝૂમી રહ્યા હતા પણ હજુ તેઓ દુનિયાને દેખાયા નહોતા, અને તેની આંખમાં તો આસીરીયા હજુ હમેશા આગળ વધતી એક અજિત સત્તા હતી તેનો વિસ્તાર વધારવાને માટે પશ્ચિમ સૌથી સુંદર જગ્યા હતી હાલી સુધારાના ફળો ચાખતા હાલી સામ્રાજ્યના ટુકડાઓ ત્યાં વેરાયેલા હતા ત્યાં આગળ માતબર આરમીનીયન સંસ્થાનો અને તેમના ઉગતા પણ વધારે પૈસાદાર ફીનીશીયન બંદરો હતાં ત્યાંના શહેરીઓ આરામપૂર્વક રીતે સુધરેલી જીંદગી ગાળતા હતા ત્યાં આગળ દરેક શહેર પોતપોતાની જ દરકાર લેતું હતું, અને તેમનો વિસ્તાર પણ જોઇએ તેટલો હતો એક હાથ પર ઇજીપ્ત અને બીજી બાજુએ મેસોપોટેમીયા અને એશીયામાઇનર વચ્ચે જતા આવતા વેપારી કાફલાઓને તેમના શહેર આગળથી અથવા તેમની નજદીકમાંથી ગયા વગર છુટકો નહોતો, અને તેમની જોડે થતા વેપાર ઉપર આ ઉદ્યમને માટે તેઓ વધારે ઓછો આધાર રાખતા પરદેશીઓને આનાથી વધારે સુંદર અને સતાવ્યા છતાં પણ સામું થવાને અશ-

... ગ્યા ભાગ્યેજ બીજી હશે. આસીરીયા આ સારી રીતે જાણતું હોવાથી અશુરનટ સીરપાલના સમયથી માંડીને તેણે સીરીયાને સતાવવા અને લુંટવા માંડયું. લગભગ દરવર્ષે શાલમાનસર બીજો પોતાના લશ્કર સાથે મધ્ય યુફ્રેતીસ નદી ઓળંગી જઇને એક બાજુએ કારકેમીસ અને સીલીશીયા સુધી ઉત્તર સીરીયાનાં બીજાં શહેરો પર અને બીજી બાજુ ડમારકસ સુધી ખંડણી ઉઘરાવતો હતો. આ થયા પછી તે ફીનીશીયન શહેરોમાં ખંડણી માગવાને એલચીઓ મોકલતો અને તેઓ કોઇક વખતે તે નાખુશીથી આપતા તો કોઇક વખત માથાસુના થઇને તે અટકાવી રાખતા. આપણે છેલ્લી વખત આરમીનીયન સંસ્થાનો ઉપર નજર નાંખી ત્યાર પછી તેમનામાં ડમારકસે સ્પષ્ટપણે સર્વોપરીપણું સ્થાપ્યું હતું. આ (જ્યારે સીરીયા પરદેશી સત્તામાંથી મુક્ત હતું ત્યારે) શ્રેષ્ઠતા કુદરતી કાયદાઓને લીધે તેમના જ હાથમાં આવતી. એનહદાદ વંશ કે જે શાલમાનસરના સમય પહેલાં એક સૈકા કરતાં પણ વધારે વખતનો સ્થપાયલો જણાય છે તેના લઢવૈયા રાજાઓએ તેની સત્તા સીરીયામાં એક છેડેથી બીજે છેડે સુધી સ્થાપવા ઉપરાંત ઉત્તરે હેમથનો પ્રદેશ અને દક્ષિણે યાહુદીઓનો દેશ તેના કબજામાં આણ્યો હતો. અશુરનટ સીરપાલમાં આ વિશાળ અને માતબર મુલકના રાજાને પોતાને ખંડણી આપવા આઘેઆઘેથી કહ્યા સિવાય બીજી હિંમત નહોતી. પણ આ ખંડણી આપવાની ફરજ જો કદી સ્વીકારાયલી હોય તો પણ, હંમેશાં તેનો ઇનકાર કરવામાં આવતો, અને શાલમાનસર બીજાને લાગ્યું કે તેને કાબુમાં આણવાને તેને વધારે મોટાં પગલાં ભરવાં પડશે અગર તો પોતાની લુંટતી ફોજોને પહેલેથી સતાવેલા ઉત્તરમાંજ રોકી રાખવી પડશે. તેણે પહેલો રસ્તો પસંદ કર્યો અને સાતમે ઉનાળે ડમારકસના સૌથી ઉત્તરના સંસ્થાન હેમથ ઉપર હલ્લો કર્યો. મધ્ય ઓરેન્ટીસ ઉપર આવેલા કરકર આગળ તેણે એક મોટી

જીત મેળવી, અને તેથી આરમીનીયન રાજ્યધાની તરફ જવાને તેનો માર્ગ ખુલ્લો થયો. જે લશ્કર ઉપર તેણે આ જીત મેળવી હતી તેમાં ઘણુંખરાં દક્ષિણ મેસોપોટેમિયાનાં ઘણાંઓએ મોકલેલાં સૈન્યો હતાં દાખલા તરીકે એક સૈન્ય હમત્થ કે જ્યાં અહાબ હમણાં રાજ્ય કરતો હતો તેમાંથી આવેલું હતું. પણ આ જીત પછી બાર વર્ષ સુધી આ મહાન રાજા ડમાસ્કસની જાતની ઉપર હલ્લો કરવામાં આવ્યો નહીં, અને હલ્લો કર્યા પછી પણ તેને હાથ કરીને પોતાની જીતોનો અંત આણવામાં તે સફળ થયો નહીં. લડાઇમાં ગેઠાયેલા એક સરદાર હેઝયે ૮૪૨ માં ત્યાં આગળ જે એક નવો વંશ સ્થાપ્યો તેનાથી તાજા થઇને એક સૈકા સુધી આરમીનીયન રાજાઓને દક્ષિણ પ્રદેશોનો પૂરા ઉપભોગ કરતા ડમાસ્કસે અટકાવ્યા. જો કે શાલમાન-સર અને અદાદ નીરારી ત્રીજા લગીના તેના વંશજો પેલેસ્ટાઇનમાં ઘુસવાને સફળ થયા નહીં તો પણ હમત્થ ઉપર આસીરીયન સત્તાની અસર શરૂ થવા માંડી હતી એના આ દરમ્યાનના ટંટાઓને લીધે તેમજ ડમાસ્કસ તરફ તે બીક તથા અદેખાઇની લાગણીથી જોતું હોવાથી આખરે તેનો નાશ નક્કી હતો ડેવીડ પછી બીજે જમાને ઉત્તરના અને દક્ષિણના યાહુદીઓ, જેઓ તેના અને તેના દીકરાના હાથ તળે એકજ પ્રજા તરીકે દેખાતા હતા, તેમની અંદર પહેલાની વિરૂદ્ધતા પાછી પ્રગટી નીકળી હતી અને તેઓ છુટા પડતા જતા હતા. તેમની બાર કોમો કદી પણ એક જાતની હતી કે કેમ તે નક્કી નથી. પણ એટલું તો નક્કી છે કે ઉત્તરની કોમોમાં મોટે ભાગે આરમીનીઅન લોકોનું મિશ્રણ હતું અને તેમને મધ્ય સીરી-આની અસરનો ચેપ લાગ્યો હતો. ડેવીડ અને સોલોમને હેમથ અને ફીનીશીઆ સાથે જે સંબંધો બાંધ્યા અને ચાલુ રાખ્યા તેથી કરીને આ અસર મજબુત થઇ હતી; અને ખાસ કરીને આશર અને ડાનના મુલકમાં તો તે ઘણી જ મજબુત હતી આ અને બીજી ઉત્તરની

કોમો સેમીટીક સમાજને માટે અતિ ઉપયોગી એવી એક ચીજ પર દક્ષિણની કોમો જોડે કદી પણ એકમત થયા નહોતા. એ ચીજ તે તેમનો ધર્મસંબંધી આચાર અને વિચાર હતો.

ઇશ્વરને મનુષ્યગુણો આપવાનો વાદ, જે દક્ષિણની ટોળીઓ અરબસ્તાનમાંથી લાવી હતી, તેને ઇશ્વરી ગુણોને પશુ રૂપો આપવાના ગેલીલીમાંથી આવેલા વાદ જોડે કદી પણ બનતું નહીં. આ માન્યતાને માટે જ્યુડાની દંતકથાઓમાં પુષ્કળ નિશાનીઓ છે. ઇસરેલાઇટો પેલેસ્ટાઇનમાં આવના પહેલાં પણ એકસોડસની વાતમાં સર્પ અને વૃષભ બન્ને અવનાગે આપણા દીઠામાં આવે છે. સંખ્યાબંધ પેગંબરોએ ભટકી ભટકીને ઘણું મમજાવવા છતા અને ઉત્તરની જાતોમાં પણ ઘણાઓ આ વધારે ઉંચા ધર્મને માનનારા હોવા છતા પણ આરમીનીયનો અને ફીનીશીયનોની પડોશમાં આ માન્યતા મજબુત થઇ; અને આખરે સોલોમનના લાંબા રાજ્યનો અંત આવ્યા પછી ઉત્તર અને દક્ષિણ છુટાં પડયાં. આ બનાવ પછી ઉત્તરની કોમોને કારી ઘા લાગતાં સુધી ફરીથી એક સંયુકત યાહુદી પ્રજા ઉભી થઇ નહીં. ઉત્તરના રાજ્યને ડમાસ્કસ સતાવતું હોવાથી અને પોતાના ટંટામાં તેને જબરજસ્તીથી ઘસડતું હોવાથી, બહારની મદદને માટે તેને ફાંફાં મારવાં પડયાં. ઉમરી વંશ કે જેણે ઉત્તરના મહાન રસ્તા પર કાબુ મેળવવા માટે સેમેરીયાના ડુંગર ઉપર રાજ્યધાની કરીને પોતાનો રાજ્યમહેલ ( જે થોડા વખત પર ખોળી કઢાયો છે ) ત્યાંજ બંધાવ્યો હતો તે મુખ્યતઃ ટાયર ઉપર આધાર રાખતો. ત્યારપછીનો જેહુ વંશ જેણે ઉમરીના પુત્ર અને તેની ફીનીશીયન રાણી સામે બળવો કર્યો હતો તેણે આસીરીયાની મદદ માંગી, અને ડમાસ્કસ પર હંમેશ દબાણ કરવાને તેને ઉત્તેજન આપ્યું. તે આમ કરવાથી પોતાનાજ પગ ઉપર કુહાડો મારતો હતો, કારણ કે ઇસરેલની ઉત્તરે એક મજબુત આરમીનીયન રાજ્ય ચાલુ રહે તો જ તેને

નામા વખત સુધી ટકવાની આશા હતી જેરેબોમ બીજાએ અને તેના પેગબર જોનાહે જોયુ જોયુ હતુ કે આસીરીયાએ જો એ વખત ડમાસ્કસને ધુતુ તો મેસેરીયાનો વારો ત્યાર પછી નરતજ આવશે

જે ક્રમે પશ્ચિમમા આસીરીયન રાજ્ય ફેલાયુ તે ક્રમ આપણને વિગતવાર નહી તો પણ થોડે ઘણે ભાગે બાદશાહી નોંધોમાથી માલમ પડે છે યુફ્રેટીસ નદી ઓળગવામા મુખ્ય મથક તરીકે વાપરવાને તેના પૂર્વ કિનારા પર આવેલી એક જગ્યાને તેણે પહેલવહેલી તાબામા લીધેલી જણાય છે આ જગ્યા તે ટીલબર સીપ હતી યુફ્રેટીસને મળતી અને સીરીયાની સૌથી દક્ષિણે આવેલી સાજુર નદીના મુખની સામે આ જગ્યા આવેલી છે ટીલબર સીપ એ અગાઉ નાના આરમીનીયન મસ્થાનની રાજ્યધાનીનુ શહેર હતુ આ શહેર શાલમાનસરે તેના રાજ્યના ત્રીજા વર્ષમા લીધુ હતુ તેનો મજે જાતુને માટે ગમખવાનો હતો એની સાબીતી એ છે કે તેને નવુ નામ આપીને રાજાનુ એક નિવાસસ્થાન બનાવવામા આવ્યુ હતુ તેના મેસોપોટેમીયન દરવાજાની દરેક બાજુએ તે સમયે ઉભા કરેલા પથ્થરના બે સિહો અસલના બાદશાહી શહેરની જગ્યા પર આવેલા આધુનિક ગામ ટેલ અમારમાથી હાલમા મળી આવ્યા છે અને તેમના પર આસીરીયન જીતની યાદગીરીમા લેખો કોતરેલા છે આ પગલાથી મેસોપોટેમીયામા જે પ્રદેશો આરમીનીયનોના હાથમા દોઢ સો વર્ષ સુધી હતા તેમને આસીરીયાએ પોતાના રાજ્ય જોડે હાથુને માટે જોડી દીધા એમ નક્કી થાય છે આ (આરમીનીયન) રાજ્ય ત્યા કયારે સ્થપાયુ તે આપણે ચોક્કસ જાણતા નથી પણ ઇ સ પૂર્વે આશરે ૧૧૦૦ મા ટીગલાથ પાઇલીસરની સત્તાનો નાશ દક્ષિણના આરમીનીયન હલ્લાની પાછળ તરતજ આવેલો હોવાથી આ હલ્લોજ તે નાશ બહુ મોટે ભાગે કારણભૂત થયો

હોય એ સંભવિત છે તેમજ યુફ્રેતીસના પૂર્વ કીનારા ઉપર આવેલા આ આરમીનીયન ગજ્યો તે હ'નાનેજ પગ્ણિામે પેદા થયા હોય તો ના કહી શકાય તેમ નથી. તેમનામા સૌથી બળવાન અને આસીરીયાનો ભોગ થઇ પડવામા છે તું બીટઅદીની હતુ તેનો મુલક હેરનની પશ્ચિમે આવેલો હતો અને તેનું મુખ્ય શહેર ટીલબર સીપ હતુ

યુફ્રેતીસ પર આવેલી એક બીજી જગ્યાની જીત તે આસારીયન વધારાનું બીજું પગથીયું હતુ આ જગ્યા સીરીયાની બાજુ તરફ આવેલી હતી અને તેનો કબજો પણ ટીલબર સીપની માફક જ લેવાયનો હતો આ જગ્યા યફ્રેતીસ ઓળગીને પેલી પાર ઉતરતા લશ્કરને આશરો આપવાને અને ખંડણી એકઠી કરવાને માટે હતી આ જગ્યા તે પીટું શહેર પહેલા તે એક હટી લોકનુ શહેર હતુ, અને કદાચ બાઇબલમા આવેલુ પેથોર શહેર પણ તેજ હશે તે બાજુની નજદીકમા આવેલુ હતું, પણ તેની જગ્યા હજુ ચોક્કસ જણાઇ નથી ઘણુ કરીને જ્યા આગળથી તે નદી વહે છે ત્યા આગળ તે આવેલુ હતુ શાલમાનસરના રાજ્યના છઠ્ઠા વર્ષમા તેને એક આસીરીયન નામ આપવામા આવ્યુ હતુ અને સીરીયામા થતી સવી લડાઇઓમા ત્યારપછી તેને મુખ્ય મથક તરીકે વાપરવામા આવ્યુ હતુ વળી થોડક દૂર ઉત્તરે આવેલા વધારે મોટા અને માતબર શહેર કારકેમીશને ધાકમા રાખવાને પણ તે કામમા આવતુ હતુ આ કારકેમીશ આસીરીયાના જાથુના કબજામાથી ઘણા વખત સુધી મુક્ત રહ્યુ હતુ પણ જ્યારે જ્યારે શાલમાનસર લુટ કરવા જતો ત્યાર ત્યારે તેની પાસે ખંડણી ઉઘરાવતો હતો

તેના જાનુના મુલકનો આ પશ્ચિમમા છેલ્લો વધારો થયા પછી શાલમાનસર સતોષે બેઠેલો જણાય છે યુફ્રેતીસ ઓળંગવામા તેને હવે

લાંબા વખત સુધી ટકવાની આશા હતી. જેરોબોમ બીજાએ અને તેના પેગંબર જેનાહે જોયું જોયતું હતું કે આસીરીયાએ જો એક વખત ડમાસ્કસને લુંટ્યું તો મેસેરીયાનો વારો ત્યાર પછી તરતજ આવશે.

જે ક્રમે પશ્ચિમમાં આસીરીયન રાજ્ય ફેલાયું તે ક્રમ આપણને વિગતવાર નહીં તો પણ થોડે ઘણે ભાગે બાદશાહી નોંધોમાંથી માલમ પડે છે યુફ્રેતીસ નદી ઓળંગવામાં મુખ્ય મથક તરીકે વાપરવાને તેના પૂર્વ કિનારા પર આવેલી એક જગ્યાને તેણે પહેલવહેલી કાણુમા લીધેલી જણાય છે આ જગ્યા તે ટીલબર શીપ હતી. યુફ્રેતીસને મળતી અને ગીરીયાની સૌથી દક્ષિણે આવેલી સાજુર નદીના મુખની સામે આ જગ્યા આવેલી છે ટીલબર સીપ એ અગાઉ નાના આરમીનીયન સંસ્થાનની રાજ્યધાનીનું શહેર હતું આ શહેર નાલમાનસરે તેના રાજ્યના ત્રીજા વર્ષમાં લીધું હતું. તેનો ઉપયોગ જાથુને માટે રાખવાનો હતો. એની સાબીતી એ છે કે તેને નવુ નામ આપીને રાજાનું એક નિવાસસ્થાન બનાવવામાં આવ્યું હતું તેના મેસોપોટેમીયન દરવાજાની દરેક બાજુએ તે સમયે ઉભા કરેલા પથ્થરના બે સિંહો અસલના બાદશાહી શહેરની જગ્યા પર આવેલા આધુનિક ગામ ટેલ અમારમાથી હાલમાં મળી આવ્યા છે અને તેમના પર આસીરીયન જાતની યાદગીરીમાં લેખો કોતરેલા છે આ પગલાથી મેસોપોટેમીયામા જે પ્રદેશો આરમીનીયનોના હાથમા દોઢ સો વર્ષ સુધી હતા તેમને આસીરીયાએ પોતાના રાજ્ય જોડે જાથુને માટે જોડી દીધા એમ નક્કી થાય છે. આ ( આરમીનીયન ) રાજ્ય ત્યાં ક્યારે સ્થપાયું તે આપણે ચોક્કસ જાણતા નથી પણ ઇ સ પૂર્વે આશરે ૧૧૦૦ માં ટીગલાથ પાઇ-લીસરની ... ... ...ીનીયન હલ્લાની પાછળ તરતજ આવતો ... ...દલ મોટે ભાગે કારણભૂત થયો.

હોય એ મ ભવિત છે તેમજ યુફ્રેતીમના પૂર્વ કીનારા ઉપર આવેનાં આ આરમીનીયન રાજ્યો તે હ નાનેજ પગિણામે પેદા થયા હોય તે ના મ્હી શમય તેમ નથી તેમનામા સૌથી બળવાન અને આમીરી- યાનો ભોગ થઇ પડવામા છે નુ બીગ્અદીની હતુ તેનો મુનમ્ હેરનની પશ્ચિમે આવેનો હતો અને તેનુ મુખ્ય શહેર ગીનમર સીપ હતુ

યુફ્રેતીમ પર આવેની એમ બીજી જગ્યાની જીત તે આમાગીયન વધારાનુ બીજુ પગથીયુ હતુ આ જગ્યા મીરીયાની બાજુ તરફ આવેની હતી અને તેનો કમજો પણ ગીનમગ મીપની માફક જ નેવાયનો હતો આ જગ્યા યફ્રેતીમ ઓળગી પેની પાગ ઉતરતા નરકરને આશગ આપવાને અને ખ ડણી એમ્દી કગ્વાને મા હતી આ જ યા તે પીટું શહેગ પહેના તે એક હ ગી લો નુ શહેર હતુ અને મ્દાચ બાઇમનમા આવેલુ પથોગ શહેર પણ તેજ હશે તે બાજુરની નજદીમ્મા અ વેન હતુ પણ તેની જગ્યા હજુ ચાક્મ જણાઇ નથી વળ કરીને જ્યા આગળથી તે નદી વડે છે ત્યા આગળ તે આવેન હતુ શાનમાનમરના ગ યના છ્ઠા વર્ષમા તેને એક આગીગીયન નામ આપવામા આ યુ હતુ અને સીરીયામા થતી મવી ન ઇઓમા ત્યાગપછી તેને મુખ્ય મથક તરીકે વાપરવામા આ યુ હતુ વળી થોડેક ગ ઉત્તગ આવેના વધારે મોટા અને માતબગ શહેર મગ્કેમીશને ધામ્મા ગખવાને પણ તે કામમા આવતુ હતુ આ મરકેમીશ આમીરીયાના જાથુના મ્મજામાથી ઘણા વ મત સુધી મુકન ગ્હ્યુ હતુ પણ જ્યારે જ્યારે શાલ્મનમર નઇ કગ્વા જતો ત્યાર ત્યારે તેની પાસે ખ ડણી ઉપરાવતો હતો

તેના જાનુના મુનકનો આ પશ્ચિમમા છેલ્લો વધારો થયા પછી શામમાનમગ મ તોરે એડેનો જણાય છે યુફ્રેતીસ ઓળંગવામા તેને હવે

કશી અડચણ આવે એમ ન હોતું; અને સીરીયન કીનારા પર પણ તેણે પગપેસારો કર્યો હતો. પણ આ વાત આટલેથી અટકી કે કેમ તે આપણે નક્કી કરી શકતા નથી, કારણ કે જો કે તેની હાથમાં આવેલી નોંધો બીજા કોઇ સીરીયન શહેરને નવાં નામ આપની જણાતી નથી તોપણ નોંધ્યા વગરનાં નામો તેણે ઘણાંને આપેલાં હોય, તેમજ કેટલાંક બીજાં શહેરો નવાં નામ મેળવ્યા વગર જ આસીરીયન લશ્કરોથી જાયુને માટે રક્ષાયલાં હોય. ગમે તેમ હોય પણ દર વર્ષે આસીરીયાની લુંટતી કોમોને સીરીયાની મધ્યમાં આગળ વધતી આપણે જોઇએ છીએ. ૮૫૪માં શાલમાનસરનું લડાઇને માટે રાખેલું સૌથી આઘેનું મુખ્ય મથક ખાલમાન (અલેપ્પો) હતું; અને અહીંથી જ તેણે પાછળથી એપેમીયા તરફ ઓળખાતા શહેરની નજદીક કરકરની લડાઇ લડવાને ઓરોન્ટીસ ઉપર કુચ કરી હતી. પાંચ વર્ષ પછી તે મીલીશીયામાં લુંટ કરવા ગયેલો ત્યાંથી એકદમ નીચે ઉતરી આવી હેમથમાં દાખલ થયો. ૭ વર્ષ પછી દક્ષિણમાં તેણે વધારે જગ્યા મેળવી, અને વચગાળે કંઇ નહિ તો એક વખત ફરીથી સીરીયા પર હુમલો કર્યો. ૮૪૨માં કીનારેકીનારે એક નવે રસ્તે ગયા પછી તે બીરૂટ આગળથી અંદર (દેશમાં) ઘુસ્યો, લીબેનન અને એન્ટીલીબેનન ઓળંગી ગયો અને ડમાસ્કસની ફળદ્રુપ ભૂમિ લગી જઇ પહોંચવાને તેમજ હોરન તરફનો થોડોક મુલક પણ લુંટવાને શક્તિમાન થયો. પણ તેણે તે કિલ્લેબંધ શહેર લીધું નહીં. કદાચ તે બેડવાઇ લેકોના અમીરોને મળતો હોવાથી તે લેવાને તેણે યત્ન પણ કર્યો નહિ હોય. ત્રણ વર્ષ પછી તે પાછો આવેલો જણાય છે; પણ પહેલી વખતથી આગળ ગયલો જણાતો નથી. ખરેખર તેણે ફીનીશીયા, સીલસીરીયા અગર ડમાસ્કસ અને પેલેસ્ટાઇનમાં જાયુની રાજ્યવ્યવસ્થા કરીને તેમને પોતાનાં કર્યાં નહીં. ઉપર જણાવી ગયા છીએ તેમ આપણે ખાતરીથી કહી શકતા નથી

કે મજુર ઉપર આવેલા ચોકી રાખવાના લશ્કરી થાણા પીટ્રુ સિવાય તેના વખતમાં આસીરીયાએ સીરીયાનો કોઇ પણ ભાગ પોતાના સામાન્ય જોડે જાથુને માટે જોડી દીધો કે નહી, તેમજ શાલમાનસરના તરતના વંશજોએ પણ શું કર્યું તે પણ આપણે જાણતા નથી ફક્ત આટલું યાદ રાખવું જોઇએ કે તે સૈકાની આખરે અદાદ નીરારીએ પોતાની લાગવગ ( તેના કબજાના મુલક સિવાય ) દક્ષિણમાં સ્હેજ વધારી હતી, અને તેમા શીનીશીયાની નહીં પણ ઉત્તર શીલીસીયા અને જોરડનની પૂર્વે આવેલા ઞ્માળ પ્રદેશો સાથેનો પેલેસ્ટાઇન પણ આવી જતો હતો

## સીલીશીયા

જ્યારે કોઇપણ આસીરીયન બાદશાહ યુફ્રેતીસ ઓળંગતો અને પશ્ચિમના સરદારોની તાબેદારી સ્વીકારવાને અગર તો તેમાંનો કોઇ તાબે થવામા ઢીલ કરે તો તેનો મુલક લુટી લેવાને લશ્કર એકઠું કરવા પીટ્રુમા આવતો ત્યારે તે શીનીશીયા અગર ડમાસ્કસના રાજ્યની હદ કરતા એશીયામાઇનરની હદથી ઘણો પાસે હતો આમ છતા પણ, ચારમાથી ત્રણ વખત, એસીરીયાના રાજાઓ સીરીયાના કેટલીકવાર લુંટાયલા મુલકોમા ફરીથી એકવાર ઉતરી પડવામા સતોષ માનતા, અને કોઇક વખતે તેઓ જો ઉત્તરે જતા તો પૂર્વ સીલીશીયાથી કોઇ દિવસ અગાડી જતા નહીં; એટલે કે પીટ્રુની નજદીકમાં કોઇ પણ ઉંચી જગા પર ચઢીને એક ચોખ્ખે દિવસે તેમની નજર જેટલે સુધી જાય તેનાથી ભાગ્યેજ આગળ જતા આમ છતાં પણ તેમની દષ્ટિમર્યાદા પર ઉત્તરે આવેલા પર્વતોની પેલીપાર લુંટવા લાયક રાજ્યો હતા ત્યા આગળ ખાનીગાલબટ અને તેની રાજ્યધાની મીલીડીથી બનેલો ફળદ્રુપ પ્રદેશ જે પાછળથી કેપેડોનીયાનો એક ભાગ થવાનો હતો તે આવેલો હતો, એની પશ્ચિમે

ટેમાસ કે જે બાળીના ક્રેએટીના પર અને દક્ષિણ કેપેગેશાયા ઉપર પ્રસરેલો હતો તે પ્રદેશ હતો અને ટીએમીટીસ અને નીસનીયન મેદાનનો ભાગ ધરાવતો મધ્ય પ્રદેશ પણ હતો તે છતાં નવમી સદીના બાબીલાની નરાગઓએ આવા સુંદર શિખરને શા માટે આટલો બધો વખત જવા દીધો હશે ? કારણ એટલું જ છે કે તેઓ જાતે અને તેમના લશ્કરો ( જે હજુ આસીરીયાના જાણનાર સેમાઇટોમાંથી બનેલા હતા ) મૂળ આગળ હતા અને દક્ષિણમાંથી આવેલા હતા અને તેમને ટોરસની પેલી પાર આવેલો ઉચ્ચ પ્રદેશ તેમના પછીના બધા સેમાઇટોની માફક નાપસંદ હતો ગેરસની તળેટી લગી, વારંવાર ધસી જતા આરમોના મોજાએ કેટલીકવાર તેની ખીણોમાંથી પસાર થતા અને તેમનો થોડો ભાગ એશીયામાઇનરમા ઘણે દૂર સુધી જતો પણ તેઓ ત્યા ઝાઝી વાર ટકવા પામતા નહી એશીયામાઇનરને માટે આસીરીયનો જેટલો ભાગ ખાતા તેટલા જ ઉમંગથી તેમની પછી આવેલા દગનીઓ તેના પર હલ્લો કરવાનું ટાળતા હતા આ વાતનો પુરાવો પાછળના ઇતિહાસમાંથી ઘણો મળી આવે છે એશીયામાઇનરમા આરેસન નોમ કદી પણ જાણીને માર્ગ ભુલ્યા નહોતા તેની જાણીતી છતાં તો ઉત્તર પ્રદેશના તુર્કોને હાથે થવાની હતી જે જગ્યાએથી હાલમાં એરમીક અને તુર્કી બોલીઓ જુદી પડે છે તે જગ્યાએથી સેમાઇટો કદી પણ આગળ ગયા નહોતા ઉત્તર સીરીયાની ભૂમિની સરાસરી ઉંચાઇ ૨૫૦૦ ફીટ જેટલી પહોંચે છે કે તરતજ અરેમીક ભાષા બોલાતી બંધ થાય છે

આથી કરીને આપણે આસીરીયન લશ્કરોને ટોરસની પેલી પાર ઘણે દૂર સુધી જતા અગર ઘણો કાળ રહેતા કદાપિ જોઇશું નહીં પણ તેઓ હરહંમેશ સીલીશીયામાં જતા દેખાશે કારણકે જોકે તેની અને સીરીયાની વચ્ચે એમેનસ પર્વતની મોટી દિવાલ આવેલી છે તો પણ તેમને તેમ કર્યા વગર છુટકો નહોતો સીલીશીયાનો જે ભાગ

આમીરીયનો લુટતા તે નીચાણમા આવેલો છે તે દક્ષિણ તરફ જુએ છે, અને ઉત્તર અને પૂર્વના દગ પવનમાથી ઉચા પર્વતો વડે તેનુ રક્ષણ થાય છે કીનારાપગનો પ્રદેશ બાદ કરીએ તો મીરીયાના કોઇ પણ ભાગ કરતા તે વધારે ગરમ અને મમશીતોષ્ણ છે અને સામાજીક દ્દષ્ટિએ જોઇએ તો એશીયામાઇનર કે જેનો તે એક ભાગ છે તેના કરતા દક્ષિણ પ્રદેશો જોડે તેનો મબધ હમેશા વધાર છે તેના સપાટ ભાગમા અને ખાસ કરીને તેના મુખ્યશહેર ટારમમમા પ્રાચીન સમયે સેમીટીક લોકોની વસ્તી મુખ્ય હતી મીરીયાની જોડે મીનીશીયાનો મબધ એટલો બધો ધાડો હતો કે તેના પૂર્વભાગ કયુનો રાજા આમીરીયન ધસારાની સામે સામાન્ય બચાવ માટે હમથ અને ડમાસ્કસના રાજાઓ તથા તેમના દક્ષિણ મારીયાના મિત્રોએ ઉભી કરેલી ટોળીમા જોડાયો હતો શાલમાનસરે ૮૫૪મા ગા મપને કરકર આગળ તોડી નાખ્યો અને મીરીયાના બચાવમા ઉભેલા રાજ્યોમાથી એક અગત્યના ભાગને નિરુપયોગી કરી નાખવાને માટે તે ૮૪૮મા પાટીન ઓળગીને કયુ પર તુટી પડયો પણ તે વખતે હેમથમા બળવો થવાથી તેને પાછુ ફરવુ પડયુ, અને તેના રાજ્યના પાછળના ભાગ સુધી પૂર્વ મીનીશીયાને તે બરાબર મણુમા આણી શકયો નહિ

શાલમાનસરે એશિયામાઇનરના અને નાના અને મામાય રીતે અજાણ્યા ખુણાપર અજબ ધ્યાન આપ્યુ હતુ તેના રાજ્યના પચીશમા વર્ષમા તે લખે છે કે ત્યાર પહેલા તેણે સાત વખત એમેનમ ઓળગ્યો હતો અને બીજે વર્ષે આપણે તેને મીનીશીયામા દાખલ થતો અને તેના રાજાને કહાડી નાખી તેના બદલામા બીજો વધારે કહ્યાગરો રાજા બેસાડવાને ટારમ નગર કુચ કરતો જોઇએ છીએ

ટારમની પેલી પાર આગળ વધવાને માટે તેણે મીનીશીયાનો કન

પણ ઉપયોગ કર્યો નહોતો, કારણ કે ટેબાલના રાજાએ ઉપરઉપરથી જ તેની સત્તાનો સ્વીકાર કરવાથી તે સંતોષ પામ્યો હતો આથી કરીને આપણે એમ અનુમાન કરવું પડે છે કે તેને મીસીશીયાની જાત પર જ હલ્લો કરવો હતો આશરે ત્રણસો વર્ષ પછી સીલીશીયા, કે જે આ સમયમાં પ્રાચીન પૂર્વના કોઇ પણ ભાગ કરતા વધારે ગાઢા અંધકારમાં રહ્યું હતું, તે એશીયાની ચાર મુખ્ય સત્તાઓમાં પોતાની જગ્યા લેશે વખતે તેનો રાજા નેબુકેડનેઝર બીજા જોડે મળીને મીડીયનો અને લીડીયાનો, જેઓ પોતપોતાની સત્તાની ટોચે હતા, તેમની વચ્ચે સમાધ કરાવવાને માટે ભાગ્જગડ કરતો જણાશે ત્યાર પછી તે ફરીથી અંધકારમાં ગરકાવ થશે અને લાંબા વખત સુધી તેના રાજાઓ, જેને ગ્રીકો સેનેગીસ કહેતા હતા, જેઓ તારસસમાં રાજ્ય કરતા હતા, અને જેમની અને બીજા એનેટોલીયન રાજાઓ વચ્ચે ઘણો તફાવત હતો, તેમને વિષે આપણે લગભગ કશું જ જાણતા નથી. પણ ઉપર પ્રમાણે સીલીશીયા સમાધ કરાવવાને વચમાં પડેલું હોવાથી તે ઘણા વખતથી રાજ્યુત થતું હોવું જોઇએ એમ આપણે વાસ્તવિક રીતે ધારી શકીએ વળી સાવધાનમરે વખતોવખત કરેલી લુટોથી નવમી સદીમા તે પૈસાદાર અને સુધરેલું હોવું જોઇએ આપણે જાણીએ છીએ કે શેનડનની માનતાનું તે એક મુખ્ય સ્થાન હતુ, અને તેના રાજાઓ મુસાળી જાતને મળતા હતા એમ કદાચ આપણે ધારી શકીએ જે મૂળ પ્રજાએ ટીગલાથ પાઇલીસરના વખતમાં આસીરીયા પર હુમલો કર્યો હતો તેના મુખ્ય વંશજોમાં નહીં તો પણ જુના હાગી સુધારાના મુખ્ય વારસોમા તેમનું નામ ગણાતુ હોવુ જોઇએ કેટલાકો તેનો સુધારો એથી પણ વધારે પ્રાચીન માને છે અને ધારે છે કે જે કેફટયુઓ અદારમા અને ત્યાર પછીના વંશના ફેરાહોને કીમતી ભેટો આપવા આવ્યા હતા તેઓ સીલીશીયનો જ હતા

क्रमनसीबे शीनीशीयामांनी प्राचीन जग्याओनुं खोदकाम शास्त्रीय पद्धतिओ हजु सुधी माथे लेवायुं नथी; पण घणां वर्ष थयां प्राचीन वस्तुओ खरीदनाराओने टोरस अने तेना ब दरेथी कोतरेला पत्थरो अने घणी सुंदर कारीगीरीवाळी महोरो ( Seals ) मळती जाय छे आ चीजो हाटी कारीगरीनी छे पण तेनी घणीखरी पेदाश कगता मोडा समयनी देखाय छे पोतानी नकशीमा तेओ केटलाक विचित्र डीझाइनो जे साइप्रसमा पण जोवामां आवेला छे ते बतावे छे. वळी तेओमानी केटलीक चीजोमां तो जे विचित्र जातना घाटो आयोनीयन कळामा जणाय छे ते पण छे बीजी निशानीओ मळे नहि त्यासुधी आ नानी नानी चीजो शीनीशीयामा अस्तित्व धरावती एक उंची हाटी कारीगीरीनी साक्षी तरीके उभी रहेशे आ कारीगीरी नवमी सदी जेटना वहेना समये पण एनेटोलीयन कीनारा परना ग्रीक संस्थानोनी अने त्याग पहेला कदाच इजीयन प्रदेशनी क्रीटन हुन्नरकळानी असरथी उंचा प्रकारनी थइ हती नीनीशीयन सुधारो ए पूर्व अने पश्चिमने जोडनारी एक कडी रूपे छे, अने इतिहासकारो धारे छे तेना करता तेनी अगत्यता अने तेना अभ्यासनी जरूर घणी छे

## एशीया माइनर

एशीया माइनरमा टोरसनी पेलीपार नवमी सदीना कोइपण एसीरीयन राजाओ जाते कुच करी होय एम मानवाने आपणुने कारण नथी अलमत बानी—गालमट अने टेबाल उपर घणी वखत लुगरु सैन्यो चढी गया हता अने शानमानमरना राज्यना पाछला भागमा ते बे मुनकना राजाओने एसीरीयन सत्ता वार वार स्वीकारीने खडणी आपवी पडती हती पण पश्चिम द्वीपकल्पनो आघेनो अने मोटो भाग महान राजाना पंजामा सपडायो नहतो ८०० ना

વર્ષમાં એસીરીયનો કદાચ તેને માટે ઘણું જ થોડું જાણતા હતા, અને આપણે પણ તેને માટે તેટલુંજ જાણીએ છીએ. પણ આપણને એટલી તો ખબર છે કે આ સમયે તે મુલકમાં એક મજબૂત ઉપરાજ્ય આવેલું હતું. તેની રાજ્યધાની સેન ગેરિયસ નદીના દક્ષિણ પ્રદેશમાં હતી અને એશીયાના ગ્રીકો તેને ફ્રીજીયાના નામથી ઓળખતા હતા. દેશની અંદરના ભાગમાં આવેલી આ સત્તાનો દેખાવ તેમની નજરમાં ઘણો મોટો થઇ પડયો; તે એટલે સુધી કે તેણે એસીરીયાને તે ઘડીએ ઢાંકી દીધું અને તેઓ તેને દુનિયામાં સૌથી માતબર રાજ્ય ગણવા લાગ્યા. શરૂઆતની ગ્રીક દંતકથામાં તેની અગત્યતા ઘણી હોવાથી તેના ઉદયનોજ નહિ પણ તેના ઉપરીપણાનો સમય પણ આપણે ૮૦૦થી પહેલાં મુકીશું તો તે ખોટું કહેવાશે નહિ. પણ ખરું જોતાં બીજાં મજબૂત કારણો-ને લીધે આપણે માનવું પડે છે કે આ ઉપરાજ્યની સત્તા નવમી સદીના અંત પહેલાં પાછળના ફ્રીજીયા કરતાં ઘણા મોટા પ્રદેશ પર પ્રસરી હતી અને તેની પશ્ચિમ હદ લગભગ આયોનીયન કીનારા સુધી પહોંચી ગઇ હતી. દાખલા તરીકે ઇલીયડમાં ફ્રીજીયનોને ટ્રોજનોના પડોશીઓ તરીકે લેખવામાં આવ્યા છે; અને શરૂઆતની હેલેનીક દંતકથાનો મોટો ભાગ બતાવી આપે છે કે ટ્રોડ જાતમાંજ નહિ પણ સ્મર્નાના અખાતની આસપાસ આવેલા પશ્ચિમ કીનારાના મધ્ય ભાગમાં તેમજ કેસ્ટ્રીયાના મેદાનમાં ફ્રીજીયનો ઘણા વખતથી રહેતા હતા, અને આ મુલકમાં રહીને તેઓ પરદેશી ગ્રીકો જોડે સીધો સંબંધ ધરાવતા હતા. આ પરથી એટલું તો ચોક્કસ જણાય છે કે ઇ. પૂ. ૮૦૦ પહેલાં એક સમયે સેન ગેરિયસ નદી પરની સત્તાની થોડી ઘણી તાબેદારીમાં પણ દ્વીપકલ્પનો લગભગ આખો પશ્ચિમ ભાગ હતો અને લીડીયાના હેરેક્લીડ રાજાઓ પણ તેમાંથી મુકત ન હતા.

જો કે નવમી સદીમાં ફ્રીજીયા એનેટોલીયન મુલકના પશ્ચિમ

-ભાગને તાબે રાખવાને શક્તિમાન હતું, તો પણ કેપેડોસીયાના -હાટીની પાછળ એક બાદશાહી સત્તા તરીકે ગણાવા પૂરતો દ્વીપકલ્પનો પૂર્વ ભાગ પણ તેણે કાબુમાં રાખ્યો હતો કે કેમ તે સવાલ છે. આ સવાલનો જવાબ આપણે ઉપર જોયલી અને અજાણી પણ અસ્તિત્વ ધરાવતી મુશકી સત્તાની જોડે ફ્રીઝીયન સત્તાની એકતા વિષેના વિચાર ઉપર આધાર રાખે છે. આ એકતા બનવા જોગ છે. હાલમાં તો તે એટલે બધે લગી કબુલ રાખવામાં આવી છે કે ઇતિહાસ-કારોને " મુશકી ફ્રીઝીયનો " વિષે બોલવું એ સાધારણ વાત થઇ પડી છે. ઘણું કરીને તેઓ ખરા છે. પણ સાવચેતીને માટે એટલું કહેવું જોઇએ કે આ ઐક્ય આખરે મુશકીઓના રાજા મીટા અને ફ્રીઝીઆના છેલ્લા રાજા મીડાસ એ બન્ને વચ્ચેના ઐક્ય ઉપર આધાર રાખે છે. મીટાની સામે અસુરનટસીરપાળ એક સૈકા પછી લડશે-મીડાસને માટે હેરોડોટસના ઇતિહાસમાં કથન કરેલું છે અને તે ગ્રીક પુરાણોમાં પ્રસિદ્ધ છે. આ એકતા ધારી લેવામાં ઘણી મોટી લાલચો છે. મુશકીનો મીટા અને ફ્રીઝીયાનો મીડાસ લગભગ સમકાલીન છે. બન્ને એશીયામાઇનરમાં રાજ્ય કરતા હતા. બંને સર્વોપરીપણું ભોગવતા જણાતા હતા, અને બંને ગીમીરાઇ અથવા સીમેરીયનો જોડે લડયા હતા. પણ આમાં બીજી કેટલીક મુશીબતો છે; અને કદાચ તેમના પર જોઇએ તેટલું ધ્યાન આપવામાં આવ્યું નથી. જ્યારે મીટા એ નામ હાલ આપણે લખીએ છીએ તે સમય કરતાં ઘણા જુના વખતથી મેસોપોટેમીયા લગીના એશિયામાં એક સામાન્ય નામ જણાય છે, ત્યારે મીડાસ એ નામ પશ્ચિમમાંથી ફ્રીઝીયામાં ઘણું મોડું આવ્યું હતું. ગ્રીક દંતકથા કહે છે કે ફ્રીઝીસ અગર બ્રીઝીસ યુરોપના દક્ષિણ-પૂર્વ ભાગમાંથી આવ્યા હતા. આ દંતકથાને મેસીડોનીયા અને ફ્રીઝી-આમાં અસ્તિત્વ ધરાવતાં આ૦

લોકવાયકાઓથી ટેકો મળે છે એટલું જ નહિ પણ પાછલી ફ્રીજીઅન કારીગીરી અને લિપિના પાશ્ચાત્ય દેખાવથી પણ તેને ટેકો મળતો હોવાથી આપણે ભાગ્યે જ તે ખોટો માની શકીએ એમ છે. આથી કરીને ફ્રીજીઅનોનું મૂળ આપણે મેસીડોનીયાના બ્રીજીસોને આપીએ તો આપણે કબુલ કરવું જ પડે કે ફ્રીજીયન નામ તરીકે મીડાસ શબ્દ મીટા નામના રાજાઓ એશિયામા પહેલ વહેલા દેખાયા તેના કરતાં ઘણે મોડે સમયે યુરોપમાંથી આવ્યો હતો આથી કરીને મીટા એ નામ ખાસ કરીને મીડાસ જ છે એ આપણે સહેલાઇથી માની શકતા નથી. જ્યાં જ્યા આસીરીયન નોંધોમા મુશકીઓને માટે કરેલા ઇશારાથી તેમના રહેઠાણ વિષે કંઇક સૂચના મળે છે ત્યા ત્યા તેઓ એનેટોલીયાના મેદાનની પશ્ચિમે નહિ પણ પૂર્વે વસેલા જણાય છે એટલે કે ખરૂ જોતાં જ્યા પાછળના ઐતિહાસિક કાળમાં મોસ્કીઓ રહેતા હતા ત્યા તેઓ વસતા જણાય છે. આથી કરીને નીચેની બાબતો હજુ તકરારી છે. (૧) મુશકીઓ કદી પણ ફ્રીજીયામા સ્થાયી થયા કે કેમ ? (૨) જો તેઓએ તેમ કર્યું હોય તો જે ફ્રીજીયન રાજાઓએ ગોરડીયસ અને મીડાસ નામ ધારણ કર્યાં હતાં તે મુશકી હતા અગર મુશકી પર સત્તા ધરાવતા હતા કે કેમ ? (૩) સારગોન અને આસુરબાનીપાલની નોંધમા મીટા તરીકે લેખાયલા રાજાઓ ફ્રીજીઅનના નહિ પણ પૂર્વના મુશ્કીઓના ઉપરી હતા કે નહિ ? ગમે તેમ પણ હાલની સાક્ષી પરથી ધારી શકાય નહિ (જો કે તે અસંભવિત નથી) કે ફ્રીજીઅન રાજાઓ કે પેડોસયાના મુશ્કીઓ પર રાજ્ય કરતા હતા અને તે રાજ્યને લીને તેઓનું મહારાજ્ય નાશ પામેલી હાટી સત્તાના રાજ્ય જેટલું વિશાળ હતું. ગમે તેમ હો પણ તેઓનું રાજ્ય મજબૂત હતું એનેટોલીયામાં તે સૌથી બળવાન હતુ અને તેના દ્રવ્યની અને કીર્તનેબધ શહેરોની ખ્યાતિથી ગ્રીક કોમો (તેઓ હવે પશ્ચિમ અને દક્ષિણ–પશ્ચિમ કિનારા પર મોટા જથ્થામા ફેલાઇ

ગઇ હતી ) બ્હીતી તેમજ અંજાઇ જતી હતી. તેમાંની કેટલીક બચપણની ધાંટીઓમાંથી પસાર થઇને મોટા શહેરોમા ફેરવાઇ ગઇ હતી અને જમીન તથા દરિયા માર્ગે દૂર સુધી વેપારી સંબંધ ધરાવતી હતી. ઇફીસસ કયારનું એક અગત્યનું સામાજિક અને ધાર્મિક કેન્દ્ર થઈ પડયું જણાય છે. ૧૯૦૫ માં મેદાનમાંના સૌથી જુના ( એનાથી પણ જુનું એક ડુંગરમા હતું ) આર્ટેમીસના દેવળના ભોયતળીયા પરથી મળી આવેલા કારીગીરીની ચીજોમાંની કેટલીક ૭૦૦ ના વર્ષથી મોડી નહિ અંકાવી જોઇએ, અને તેમની નકશી અને કારીગીરી એક લાંબા વખતથી સ્થપાયલી આબાદ હુન્નરકળાની સાક્ષી રૂપ છે. ખાતરીથી માઇલીટસ સુદ્ધા ગ્રીકોનું એક પાકટ કેન્દ્રસ્થાન બન્યું હતું અને તેણે નવા શહેરને જન્મ આપ્યો નહિ હશે તો આપવાની તૈયારીમા હતુ, પણ ૮૦૦ ના વર્ષમા આપણે એશીયાના ગ્રીક શહેરો માટે તેમના અસ્તિત્વ સિવાય બીજું પણ થોડું જાણીએ છીએ, આથી કરીને બે સૈકા પછી જ કે જ્યારે તેઓ પશ્ચિમ એશીયામા મહત્વનું સ્થાન ભોગવતા થઈ પડયા હતા, તેમના વિષે સવિસ્તર વર્ણન કરવું ઉપયોગી થઈ પડશે બસો વર્ષના ગાળા પછી જ્યારે આપણે પૂર્વની ભૂમિ ઉપર નજર નાખીશું ત્યારે આપણને તે ભૂમિ ઉપર ઘણુ અજવાળુ પડેલું જણાશે, કારણ કે તે વખતનું સમકાલીન સાહિત્ય સારા પ્રમાણમા અને ભરોસાલાયક સ્થિતિમા મળેલુ હતું. એટલું જ નહીં પણ તે સમય પછીથી પ્રગટ થએલા સાહિત્યથી તેમજ પ્રચલિત દંતકથાઓથી પણ તેના ઉપર મંદ અજવાળું પડે છે

# પ્રકરણ ૩

## ઈ. સ. પૂર્વે ૬૦૦ માંનું પૂર્વ

લડાઇ અને ગડમડમાં પસાર થયલી બે સદીઓ પછી ઇ. સ.-પૂર્વે ૬૦૦માં જ્યારે આપણે પૂર્વ ઉપર નજર નાંખીએ છીએ ત્યારે આપણને જણાય છે કે લગભગ તેના બધા પ્રદેશો પર નવા રાજાઓ આવેલા છે. રાજ્યકીય ફેરફારો ઘણા મોટા થઇ ગયા છે. કાપાકાપી અને લુંટફાટમા ફીનીશઅન વંશ ગુમ થઇ ગયો છે, અને એક બીજી રાજ્યધાનીમાથી તેનો અમલનો આશ્રિત તેને બદલે એશિયામાઇનર પર રાજ્ય કરે છે. નબળી સેમીટીક પ્રજાઓના મથકો કાળની રેલમાં ઘસડાઇ ગયા છે અને સીરીયા રૂપી સુંદર હાડકું એક પરદેશી કુતરા પાસેથી બીજો પરદેશી કુતરો ખેંચતો જણાય છે એસીરીયાની રાક્ષસી સત્તા કે જેણે પશ્ચિમ એશિયાને પગ તળે છુંદી નાખ્યું હતું તે હારીને ધસી ગઇ છે, અને મીડી અને કેલડીયન લોકો—જે આસીરીયાની રાજ્યની દ્રષ્ટિમર્યાદા ઉપર એક નાના સરખા વાદળા સમાન હતા—તેની જગ્યાએ આવીને તેના પ્રદેશો ઉપર રાજ્ય ચલાવે છે. આ બધામાથી ખરેખરો ફેરફાર કેટલો થયો તે આપણે જોઇએ. એસીરીયન સામ્રાજ્યનું અસ્તિત્વ નહોતું. આ એક ઘણી અગત્યની બાબત છે અને આપણે તેને નિર્માલ્ય ગણવાની નથી આપણા સમય પહેલાં છ વર્ષ પહેલા જ તેના પર છેલ્લો ઘા પડેલો છે, પણ એસીરીયાની સત્તા લગભગ અડધી સદી થયા ક્ષીણ થતી જતી હતી અને તેના અંત પહેલાં થોડો સમય અગાઉ તેના રાજ્યની બીજી સત્તાઓ જે છુટ ભોગવતી હતી તેનથી એમ ચોકકસ થાય છે કે પૂર્વ વર્ષો થયા તેની નડતર-માથી મુક્ત હતું. ખરેખર આસીરીયન પ્રજાનું કૈલાદ જેવું નજ

દીક અને અગત્યનું કેન્દ્રસ્થાન જે વચલા સામ્રાજ્યની જુની રાજ્યધાની હતું તે પણ તાબે કરીને લુંટવામાં આવ્યું હતું અને તે બધું ઉત્તરના સેમાઇટોનો છેલ્લો મહાન રાજા ગાદી પર આવે તે પહેલાં બની ગયું હતું.

## નવું આસીરીયન રાજ્ય

છેલ્લાં દોઢસો વર્ષ થયાં એસીરીયન ઇતિહાસ—જે બહાર અતિશય જુલમ અને ઘેર તેથી પણ વધારે મોટા કાવાદાવાની એક કાળી તવારીખ છે—ઉપર જો આપણે નજર નાંખીશું તો એક ઝપાડા બંધ ઘેરાયલું અને ધીમે ધીમે પસાર થતું તોફાન આપણને યાદ આવ્યા વિના રહેશે નહિ. નવમી સદીના પહેલા અર્ધ ભાગમાં બધું શાંત છે. ત્યાર પછી નહિં જેવી ચેતવણી સિવાય ઘેરાયલાં વાદળાં પૂર જોસમાં તુટી પડે છે, અને તે જુસ્સો લગભગ એક સૈકા સુધી ચાલે છે. પછી બધું પતી જતાં સુધી પ્રકાશ રહે છે. આસુરનટસીરપાલ અને શાલમાનસર બીજાનો વંશ ધીમે ધીમે તેના નિર્માણ થયલા અંતને પામ્યો. રાજ્યધાનીએ જાતેજ ૭૪૭મા બળવો કર્યો અને કાયદેસર વારસોને બાજુએ મુકીને એક વિજયી સરદારને પસંદ કરવામાં આવ્યો. આ માણસ કદાચ રાજ્યકુટુંબનો હોય, પણ આસીરીયાની રાજ્ય ગાદી પર તેનો કશો હકક નહોતો. ટીગલાથ પાઇલીસરે—તેણે નામ આ પહેલાના રાજા પરથી લીધું હતું અને કદાચ તે પોતાનો હકક વ્યાજબી ગણવાનો હોય—જોયું અગર કોઇ ડાહ્યા સલાહકારે તેને કહ્યું કે જે લશ્કરી રાજ્ય તેણે પચાવી પાડયું હતું તે આસીરીયન ગામડાંઓમાંથી દર વર્ષે ચુંટી કઢાતા ગામડીયાઓ ઉપર વધારે વખત આધાર રાખી શકે તેમ નહોતું; કારણ કે આ ગામો ઝપાટા-

બંધ ખાલી થતાં હતાં; તેમજ તે કોઇ વખતે યુફ્રેતીસની પેલી પારથી તો કોઇ વખત આરમીનીયામાંથી તો વખતે પૂર્વ અને દક્ષિણના પાડોશીઓ પાસેથી ઉઘરાવાતી અનિશ્ચિત ખંડણી ઉપર પણ ટકી શકે નહિ. આવા ખેડવાઇ લોકોના આચારવિચારોનો વખત હવે વહી ગયો હતો. આ નવા મહારાજાએ નવા વિચારો અમલમાં મુકવાને નવીન યુક્તિઓ યોજી. તેનો ધંધો લશ્કરી સીપાઇનો હતો. પોતાની ગાદીને માટે તે પોતાની તલવારને આભારી હતો અને તેથી કરીને દરેક વસંત ઋતુમાં ખેડુતમાંથી એકઠા કરાતા લશ્કર કરતાં તેની ઇચ્છા એક પગારદાર અને સ્થાયી લશ્કર જે હંમેશાં હાથ ઉપર હોય તેને રાખવાની હતી. ખંડણી ઉઘરાવવાને જ નિશ્ચયે ટાઇગ્રીસથી મોકલેલાં લશ્કરોને જે મુલકો ખંડણી આપતા હતા તેમને હવેથી સામ્રાજ્યમાં જોડી દેવાના હતા અને તેમના ઉપર નિમાયલા સુબાઓને ત્યાં તેમને પોતપોતાની મહેસુલ ભરવાની હતી. વળી આ મુલકોએ બાદશાહી લશ્કરમાં પોતાના માણસો આપીને સામ્રાજ્યના બચાવમાં પોતાનો ભાગ આપવો જોઇએ, એવો નિયમ તેણે કહાડયો. છેલ્લે બાબીલોનના પક્ષના અને ધાર્મિક જુસ્સો ધરાવતા આશુરને જેમ એક વખતે બદલી નાંખવામાં આવ્યું હતું તેમ રાજ્યધાની તરીકે કાલાહને બદલી નાખવી જોઇએ કારણ કે ત્યાં ગત થયલા રાજ્યવંશને જુના રાજ્યની અને નવા બળવાની યાદગીરીઓ હજુ તાજી હતી. આથી કરીને ટાઇગ્રીસ પર જે જગ્યા કેલાહથી સ્હેજ ઉત્તરે હોય અને જે આસીરીયા તેમજ પૂર્વથી પશ્ચિમ તરફ જતાં ધોરી રસ્તાઓના મધ્યબિંદુ તરીકે વધારે સારી રીતે આવેલી હોય તેને રાજ્યધાની બનાવવાનો તેણે વિચાર કર્યો. પણ સારગોનના રાજ્યનો અંત આવ્યો નહિં ત્યાં સુધી નીનેવેહ છેલ્લા આસીરીયન રાજાઓની રાજ્યધાની તરીકે મુકરર થયું નહિં.

ટીગલાથ પાઇલીસરના અઢાર વર્ષના રાજ્યમાં વ્યવસ્થિત અને

મજબૂત બનાવેલું આ રાજ્ય કે જેની પાસે લડવાને સ્થાયી લશ્કર હતું, જેને ભરતીને માટે પોતાના મુલકમાંની લડાયક પ્રજાઓમાંથી હજારો માણસો મળી શકે એમ હતું, જેની આમદાની સહીસલામત અને વિશાળ હતી, જેના અમલદારો જુદા જુદા પ્રાંતોને રાજધાની સાથે હંમેશા જોડાયલા રાખતા હતા, તે ત્યાર લગીમાં સ્થપાયલા કોઇ પણ રાજ્ય કરતાં વધારે બળવાન બન્યું.

ઉગરટુ લુંટારાઓ કે જે ઘણો વખત થયા મેસોપોટેમીયા તેમ જ સીરીયામા પણ ઘૂમતા હતા તેમને નારી પ્રદેશોની પેલી પાર હાંકી કાઢીને તેઓના મુખ્ય શહેર વેનમા તેણે સહેલાઇથી પુરી દીધા બાબીલોનીયાને પણ તેટલીજ સહેલાઇથી નમાવીને તાબામા આણ્યુ અને ફીનીશીયન બંદરો તેમજ ડમાસ્કસ જે ત્યા લગી અભેદ્ય ગણાતું હતું તેમને જીતી લઇને તેમના પર ખંડણી નાખી. આ બધા કારણોથી તેને પોતાના નવા બળનો ખ્યાલ આવ્યો અને તેને જગતમાં સર્વોપરી થવાની ઉત્કંઠા થઇ આ અશક્ય હેતુ પાર પાડવાની ઇચ્છા ધરાવનાર ઇતિહાસમા આ પહેલી જ સત્તા હતી. પણ કેટલાક બનાવોને લીધે આ સવાલ સત્ય કરવાનો કોઇ પણ ઉપાય તેને થોડોક વખત મુલતવી રાખવાનો હતો. થોડાજ વખતમા તેનો રાજ્યવંશ બદલાઇ ગયો આને માટે કંઇક અંશે સ્વદેશમાની કેટલીક પ્રતિકૂળ ચીજોનો અને એથી પણ વધારે અમલદાર વર્ગથી રાજ્ય ચલાવવાની નીતિનો આપણે આભાર માનવો ઘટે છે ગીગલાથ પાઇલીસર પછી તેના વંશનો એક જ રાજા ગાદીએ બેઠો. પણ આ પ્રત્યાઘાત ઝાઝીવાર ટકયો નહિં. ૭૨૨ના વર્ષમા એક બીજો વિજયી સરદાર ગાદી પર આવ્યો અને સારગોનનું પ્રખ્યાત નામ ધારણ કરીને તેણે પૂર્વમા મીડીયા તરફ અને પશ્ચિમમા શીલી-શીયામા થઇને ટેબાલમા પોતાના રાજ્યની હદ વધારવી શરૂ કરી

આમ કરતાં કરતાં મુશકીઓના રાજા મીટા જોડે તેને અથડાઅથડી થઇ અને તે રાજા પર તેણે ખંડણી નાંખી

## સારગોનનું મહારાજ્ય

આસીરીયન સામ્રાજ્યમાં જો કે હજુ એક મોટો પ્રાંત ઉમેરાંવાનો રહ્યો હતો તો પણ સારગોનના રાજ્યમાં તેની સત્તા ટોચે પહોંચેલી કહી શકાય તેણે સેનાચરીબને વારસામાં એવો એક પણ જીતેલો મુલક આપ્યો નહિં કે જે એ જાળવી શકે નહિં; અને મુખ્ય મત્તાના હાથમાં રહી શકે એટલો વિશાળમાં વિશાળ પ્રદેશ તે પોતાની પાછળ મુકી ગયો. તેથી કરીને ૭૦૫મા સારગોનના મરણ પહેલા આપણે તે મુલક કેટલો હતો તે જોવા શોધીશું. આધુનિક કાળના ભૂગોળવેત્તાના જેટલી ચોકસાઇથી તેની સીમાઓ આપણે વર્ણવી શકીએ એમ નથી જીતેલા મુલકોમા લાગવગવાળા મુલકો અગોચરપણે મળી જતા અને આ છેલ્ના પ્રદેશો જે મુલકો હંમેશા અગર કોઇ કોઇ વખત સુદ્ધાં લુટવામા આવતા તેમાં મળી જતા હતા. કેટલાક ભાગોના અને ખાસ કરીને ઉત્તર-પૂર્વથી તે ઉત્તર-પશ્ચિમ સુધીના સેમીટીક લખાણોમાં વાપરેલા ભૂગોળના પ્રાચીન શબ્દો આપણે બરાબર સમજતા નથી, અને જ્યારે એક આસીરીયન રાજા આપણને કયા કયા પ્રદેશો, શહેરો, પર્વતો અને નદીઓ પર તેના લશ્કરો ગયા હતાં તે વિષે કહે છે, તે વખતે આપણાથી તેમને ચોકકસપણે શોધી કાઢવાનું હંમેશ બનતું નથી. તેમજ બાદશાહી નોંધોના શબ્દે શબ્દ પર પણ કાઇ ભરોસો મુકાય તેમ નથી આ નોંધો જે લડાઇમા રાજા જાતે ગયો નહિં હોય (અને કેટલાક દાખલાઓમાં પૂરવાર કરાય એમ છે) તે લડાઇમા પણ બધા કાર્યો તેની એકલાનીજ બહાદુરીને આભારી બનાવે છે અને બડાઇથી ઘણા વિકટ પ્રદેશમા એકજ ઉન્હાળામા ચાળીસ ચાળીસ ઉપરાજ્યો અને રાજ્યો પર

દોડી વળીને તેમને જીતાયલાં વર્ણવે છે, તેથી કરીને તેમનામાંથી થોડાક ટકા બાદ કરવાની જરૂર છે. પણ કેટલા ટકા બાદ કરવા એ કહેવું લગભગ અશક્ય છે. ખાતરીથી આમાં તેમનો ઉદ્દેશ તેઓની જીતો ઘણી જ મોટી હતી એમ મનાવવાનો છે; અને તે ભૂરકીથી કેટલાક આધુનિક ટીકાકારો ભોળવાઇ પણ ગયા છે. ટીગલાથ:પાઇલીસર અને સારગોનને તેઓ કારપીયનની પડોશ સુધી કુચ કરવાનું અને મોટા મોટા પ્રાંતો જીતવાનું અગર તેમના પર ખંડણી નાંખવાનું માન આપે છે; જ્યારે ખરું જોતાં કદાચ તેઓનાં લશ્કરો ટાઇગ્રીસની શાખાઓના મૂળ આગળ એક ખીણમાંથી બીજી ખીણમાં જવા શિવાય અને હકીઆરીના કરડીશ અખાત જેટલી જમીન ધરાવતા સરદારોને લુંટવા શિવાય કશું કરતાં નહોતાં.

આસીરીયાની જાતની પૂર્વે, સારગોનનું રાજ્ય ઠેઠ ઝારગોસ નદી લગી પહોંચેલું જણાતું નથી; પણ ઝાબની ખીણને મથાળે આવેલા પ્રદેશ પર તેની લાગવગ હતી એટલું જ નહિં પણ તે પર્વતની પેલી પાસ હમાદન અને દક્ષિણ-પશ્ચિમ એઝર બેજાન સુધી પણ તે પહોંચી હતી. ખાતરીથી તેમાં આ છેલ્લા પ્રાંતના પૂર્વ અગર ઉત્તર ભાગોનો, કસવાનનો અગર કારપીયન કીનારાના કોઇ પણ ભાગનો સમાવેશ થતો નહોતો. ઉત્તરે, આસીરીયન રાજ્યની હદ નીનેવેહથી થોડા દિવસની કુચમાં વટાવી શકાય એટલી જ હતી. આસીરીયાએ ઉરમીયા અગર વેન સરોવરના કીનારાનો મુલક કોઇ દહાડો પૂરેપૂરો જીત્યો ન હોતો; અને જો કે સારગોને ખરેખર પોતાની લાગવગ વેન સરોવરની આસપાસના ઉરારટુના રાજ્યમાં ચલાવી હતી અને ઉરમીયા સરોવરના પશ્ચિમ કીનારા સુધીની જાતો પર કાબુ મેળવ્યો હતો તો પણ તેનાં લશ્કરો ઉરમીયાની ઉત્તરે અગર પૂર્વે ફરી વળ્યાનો એક પણ પુરાવો નથી; અને સાધારણ રીતે એટલું ચોખ્ખું જણાય છે કે બીટલીસ અને મધ્ય યુફ્રેતીસ વચ્ચેનો

ઉત્તર પશ્ચિમ પહાડી મુલક તેણે તેમની કોમોના હાથમાં જ રહેવા દીધો.

પણ પશ્ચિમે અને દક્ષિણે સારગોને પોતાનો હાથ વધારે દૂર સુધી લંબાવ્યો. દીયાર બેકર સુધીનો બધો મેસોપોટેમીયા તેણે પોતાને કબજે કર્યો હતો, અને સીરીયાની પેલીપાર પૂર્વ અને મધ્ય શીલીશીયાની ઉપરાંત ટોરસની ઉત્તરે કેટલોક ભાગ પણ તેના કબજામાં હતો. આ ભાગ તે મીલીડ અગર મેલેશીયાનું નીચું મેદાન અને ટેબાલનો દક્ષિણ ભાગ હતો. પણ ઘણું કરીને ટોરસમાં સુધી તે ટયાનાની પડોશમાં થઇને શીલીશીયને ગેટ્સ સુધી જતી લીટીથી તે વધારે આગળ વધી શકયો નહિં. આ હદની પેલી પાર તેની લાગવગવાળો મુલક હતો, પણ તે કયાં સુધી પહોંચેલો હતો તે કહેવાની આશા વ્યર્થ છે. ઘણું કરીને તેમાં કેપેડોશીયા, લીકોનીયા અને ફ્રીજીઆનો દક્ષિણ ભાગ આવતો હશે. દક્ષિણે સારગોનની આખા સીરીયામાં સત્તા હતી. તેનો ઘણોખરો ભાગ તેના પોતાના તાબામાં હતો અને બાકીના ભાગે તેની સર્વોપરી સત્તા સ્વીકારી હતી અગર તેને ખંડણી આપતો હતો. સાઇપ્રસના સાત રાજાઓએ પણ આવી જાતની તાબેદારી સ્વીકારી. ટાયર અને જેરૂસલેમ જેવાં એકાદ બે મજબૂત શહેરો જો આસીરીયન લશ્કર પડોશમાં ન હોય તો ખંડણી આપતાં નહિ. પણ આસીરીયન બેદરકારીને લીધે જ તેમની સ્વતંત્રતાનો ડોળ ટકી રહેતો હતો. ફીલીસ્ટાઇન શહેરોએ તેમના અને તેમના ઇજીપ્શીયન મિત્રોના લશ્કરની ૭૨૦ માં રાશીયા આગળ હાર થવા પછી પોતાનો બચાવ કરવો તજી દીધો અને તેથી સારગોનની લાગવગ પૂર્વમાં હેમદ અને દક્ષિણે ઉત્તર અરબીયા સુધી પહોંચી. છેલ્લે ઠેઠ ઇરાની અખાત લગીનું બાબીલોનીયા તેનું પોતાનું જ હતું; અને ધર્માધ્યક્ષો અગર ગામડીયા વર્ગ ગમે તેમ બબડે પણ ધનાઢય વેપારીઓ પોતાના વેપારી લાભોને માટે તેનેજ ટેકો આપતા હતા. પણ ઇલામ જેના

રાજા તથા પ્રજાએ રાજ્યની શરૂઆતમાં એસીરીયાની અંદર જ ગંભીર બખેડો કર્યો હતો તેમાં સારગોનની લાગવગ સુદ્ધાં ધારવી એ ભાગ્યે જ બને તેમ છે. તેની દક્ષિણ–પશ્ચિમે આવેલી ભીનાશવાળી જગ્યાઓ, તેના મધ્યમાં આવેલાં ગરમ મેદાનો અને પૂર્વે આવેલા પર્વતોને લીધે તે ઉત્તરના સેમાઇટોને તે જીતવો તથા ટકાવી રાખવો બહુ મુશ્કેલ હતો; અને સારગોને ડહાપણ વાપરીને તેને એકલો જ રહેવા દીધો. તેનો દીકરો તથા તેના વારસો એટલા ડાહ્યા અગર એટલા નશીબદાર નહોતા.

## ઈજીપ્ત સર કર્યું

સારગોનના દીકરા સેનાચરીબને આવી જાતનું રાજ્ય વારસામાં મળ્યું હતું. આથી સંતોષ નહિ પામતાં તેની ઇચ્છા આગળ વધીને એક પ્રાંત જે કોઇ પણ એશિયાટીક સત્તાના હાથમાં ઝાઝીવાર રહ્યો નથી તેને જીતવાની હતી પણ આસીરીયા ઇજીપ્ત તરફ દોરાયું તેમાં તેની એકલી લુટવાની જ દાનત નહોતી. દક્ષિણ સીરીયામા આસીરીયન રાજાઓની લાગવગ ઘણો વખત થયા ફેરાહો ઉથલાવી નાખતા હતા ફીનીશીયન અને ફીલીસ્ટાઇન શહેરોના તેમજ ડમાસ્કસના રાજાઓ પણ પ્રસંગ આવે ઇજીપ્તની મદદ ઉપર આધાર રાખતા હતા, અને તેમની બચાવ માટેની એકતામા તેમજ તેમના છુટાછવાયા બળવામા આસીરીયાને ઇજીપ્તનો હાથ માલુમ પડયો હતો શાલમાનસર ચોથાએ જ્યારે સેમેરીયાને ઘેરો ઘાલ્યો અને સારગોને તે લીધું તે વેળાએ ઇસ્રિએલની તરફ જે રીતે ઇજીપ્ત વર્ત્યું હતું, તેનાથી વધારે કાંઇ તે આવી વખતે પોતાના મિત્રોને બચાવવા ખાતર કરતું નહિં. પણ મૂર્ખાઇભરેલી આશાઓથી અને મદદના ખાલી વચનોથી પણ હંમેશા ગડમડ થયાં કરે છે. આથી સેનાચરીબને ૭૦૧ મા દક્ષિણ મંસ્થાનોને સખત

શિક્ષા કર્યા પછી ( જો કે ટાયર અને જેરૂસલેમ બંનેએ તેને પોતાની દિવાલોની બહાર રાખ્યો હતો ) અને કેલડીયન બાબીલોનની જોડે લાંબી અથડાઅથડી પછી તેના રાજ્યના ઉગ્યા વર્ષમાં અગર એક વર્ષ પહેલાં ઇજીપ્ત પર ચઢાઇ કરવાની ફરજ પડી દક્ષિણ પેલેસ્ટાઇનમાં તે પહેલાંના જેટલો જ વિજયી નીવડયો. પણ ત્યાર પછી કંઇક મોટી આફત તેના ઉપર આવી પડી. ઘણું કરીને તેની ફોજમાં ચેપી રોગ ફાટી નીકળ્યો અને તે આસીરીયા પાછો ફર્યો. પણ ત્યા તેનું ખૂન કરવામાં આવ્યુ.

આ માહસ તેણે પોતાના દીકરાને સોંપ્યુ તેણે પોતાના પિતૃહત્યા કરનારા ભાઇઓને હરાવીને પોતાની ગાદી નિર્ભય કરી અને એસરહેડન નામ ધારણ કરીને અગીયાર વર્ષ રાજ્ય કર્યું પ્રથમ તો તેણે ઉરારટુ અને દક્ષિણ-પશ્ચિમ એશિયામાઇનોરમાં ઉભી થયલી ચળવળોને દાબી દીધી, અને બાબીલોન કે જેનું તેના બાપે અપમાન કર્યું હતું તેને શાંત પાડયું. આ કાર્ય પૂરું થયાં કે તરતજ એસરહેડને અધુરી રહેલી જીત હાથમાં લીધી ઇજીપ્ત પર તે વખતે ઉપલી નાઇલમાંથી આવેલો એક પરદેશી વંશ રાજ્ય કરતો હતો અને તેની અંદર ફાટફુટ હતી તેથી કરીને તેને પહેલા પહેલાં ઘણી થોડી મહેનત પડી ૬૭૦મા તેની બીજી સ્વારી વખતે તે ઠેઠ મેમ્ફીસ પહોચ્યો, હલ્લો કરીને તે લીધું, અને કુશાઇટ રાજા ટીરહકાહને ચેમીમની પેલી પાર કેટરેકટમ તરફ હાકી કાઢયો આસીરીયન રાજાએ ઇજીપ્તને પોતાનો મુલક જાહેર કર્યો અને ઠેઠથી એડ લગી નીનેવેહના અમલદાર વર્ગની જાળ પાથરી.

પણ તેણે અગર તેના વારસોએ ફેરાહોનો ઇલકાબ ધારણ કરવાની દરકાર કરી નહિં. પાછળના વખતમા ઇરાનીયનો અને ગ્રીકોએ પણ ડહાપણ વાપરીને તેમજ કર્યું હતું. તરતજ પૂર્વની પ્રાચીન પદ્ધતિ પ્રમાણે એક છોકરાએ બળવો કરવાથી ઉભી થયલી

ઉપાધિને લીધે એસરહેડનને આસીરીયા પાછું ફરવું પડયું. ટીર-હકાહ દક્ષિણમાંથી પાછો આવ્યો. તેની સામે થવાને તે પાછો ફર્યો; પણ રસ્તામાંજ તેનું મરણ થયું.

પણ એસરહેડનના વારસે મેમ્ફીસ ફરીથી લીધું. આ ઉપરાંત તેણે થેબીસ જીતીને તેનો નાશ કરી નાંખ્યો અને ટીરહકાહના મરણ પછી કુશાઇટોને ઇજીપ્તમાંથી પૂરેપૂરા હાંકી કાઢયા. આથી કરીને આસીરીયન મહારાજ્યનો સૌથી મોટો ફેલાવો કરવાનું સંશયાત્મક માન આશુર બાનીપાલને ભાગે પડે છે. ટાયર સુદ્ધાં છેલ્લે પડયું અને પોતાની લાગવગ એશિયામાઇનોરમાં થઇને લીડીયા સુધી તેણે વધારી, અને ઇલામ તેની રાજ્યધાની સુસાને પોતાની કહેવડાવવાનો ૬૪૭ પછી હક્ક એસીરીયન રાજાઓમાં પહેલ વહેલો તેણે જ મેળવ્યો, અને પૂર્વમાં આખા મીડીયા પર સર્વોપરીપણું ફેલાવ્યું. હમુરાબીના વખત પછી મેસોપોટેમીયાની કારીગરી અને વિદ્વત્તા ઉંચામાં ઉંચી ટોચે હમણાંજ પહોંચી. સારડેનેપાલના દ્રવ્ય તેમજ મોજશોખની કીર્તિ ગ્રીક દેશોમાં પણ ફેલાઇ અને ૬૬૦ સુધીમાં તો સુધરેલી દુનિયાની રાણી થવાની આશા આસીરીયાને માટે બંધાવા માંડી.

## આસીરીયાની પડતી અને પતન

જો કે સાતમી સદીમાં આસીરીયન મહારાજ્ય મજબુત દેખાતું હતું તો પણ અંદરખાનેથી તે ખવાઇ ગયલું હતું. પોતાની થોડી નબળાઇઓ કાઢી નાંખવામાં તેણે બીજી ઘાલી હતી. નીનેવેહના પાછળના મહારાજાઓ જેઓ પગારદાર અમલદારોએ ઉભાં કરેલાં લશ્કરો વડે ગાદીએ ટકતા હતા તેઓને પ્રજાની ધાર્મિક ભાવનામાંથી કલાહના જૂના વંશ કરતાં પણ ઓછો ટેકો મળ્યો અને પૂર્વની હંમેશની રીત મુજબ આ ભાવના જ એસીરીયન પ્રજાનો મૂળ પાયો હતી. વળી

તેમની સ્વજાતિની ભાવના કે જે કેટલીક વખત ધાર્મિક ભાવના મૃત્યુ પામ્યા પછી પણ ટકી રહે છે તેમાંથી પણ તેમને ઝાઝી મદદ મળી નહિ. નવા રાજ્યની તવારીખના બધા કાળમાં આપણે આશુર રૂપી મધ્યબિંદુમાંથી ફેલાતી એક મજબૂત વિરુદ્ધતાની અસર ભાળી શકીએ છીએ. ત્યાં વચલા રાજ્યના છેલ્લા રાજાએ ધર્મગુરુઓની આશ્રય નીચે પોતાનું નિવાસસ્થાન કર્યું હતું; અને જ્યારે ઉમરાવો અને ગામડીયા લશ્કરે એકઠા થઇને ધર્મગુરુઓની સત્તા વિરુદ્ધ બળવો કર્યો ત્યારે નવા વંશે તેને ત્યાંજ પદભ્રષ્ટ કર્યો હતો. એ જમાના પછી શહેરીઓએ આ જુનાનું વેર લીધું અને તેને લઇનેજ સારગોન ચડેલો જણાય છે; પણ સારગોનના દીકરા સેનાચરીબને ધર્મગુરુઓની ઝુંસરી અસહ્ય લાગી અને તેને હંમેશને માટે કાઢી નાંખવાના પ્રયત્નમાં તેણે બાબીલોનને પાયમાલ કર્યું. અને બેલ-મરડુકની મહાન ધાર્મિક સંસ્થા જે સેમીટીક ધર્મનું મુખ્ય સ્થાન હતું તેને ચથરાવી નાંખી. તેના પિતાના ખૂન પછી એસરહેડન પાછો ધર્મ ગુરુઓ તરફ વળ્યો અને તેમનો ટેકો મેળવવાને એટલું બધું કર્યું કે લશ્કરી ટોળીએ આશુરબાનીપાલને બળવો કરવાને ઉશ્કેર્યો; અને જ્યારે એસરહેડન છેલ્લી વખત એસીરીયા છોડીને ઇજીપ્ત જવા નીકળ્યો ત્યારે જતાં પહેલાં પોતાના દીકરાને બાદશાહી સત્તામાં ભાગીઓ બનાવવાની તેને ફરજ પાડી. આવી રીતે આ નવા રાજ્યના વારસાની આખી હકીકત રાજ્યગાદીઓને માટે પૂર્વમાં હરહંમેશ ચાલતા કાવાદાવાઓનો અચ્છો ચિતાર આપે છે, અને રાજાની દરેક ફેરબદલી વખતે ઇસ્લામી રાજ્યોની તવારીખ યાદ દેવડાવે છે. આસીરીયન મહારાજાઓ માટે આખી પ્રજાને એકસરખી લાગણી હોવાનું કદી પણ બનતું નહિ. એક પછી બીજો ગાદીપતિ એક ટોળીની મહેરબાનીને લીધે સત્તાધીશ થતો અને ભાડુતી લશ્કરની મદદથી તે સત્તા જાળવી રાખતો.

રાજ્યની બીજી ખોડ આના કરતાં પણ વધારે ભયંકર હતી. આસીરીયાની જાનની અને બીજાઓની નોંધોમાંથી પણ જણાય છે કે તેના મુલકો તેને જે કાંઇ આપના તેના બદલામાં તેઓને તે સામું કોઇ પણ આપતું નહિ. રોમ કે જે પોતાની સત્તાના સૌથી નબળા વખતમાં સુલેહશાંતિ રાખતું હતું તે પણ તે રાખતું નહિ. પોતાને પૈસા અને માણસો આપવાને જ ફક્ત તેઓ સરજાયલા છે એમ તે માનતું. કોઇ પણ જીતેલા મુલકને સુરક્ષિત કરવાને માટે સૈન્ય જોઇએ અગર તેને દમ વગરનો કરી નાંખવો હોય ત્યારે કોઇ બીજા જીતાયલા મુલકની વસ્તી ત્યાં લઇ જવામા આવતી અને નવા મુલકની વસ્તી તેમાં રહેતી. સારગોને સેમેરીયા લેતી વખત જે બન્યું હતું તે બીજે ઘણે ઠેકાણે બનતું. ( દાખલા તરીકે આશુરબાનીપાલે થેબીસ અને ઇલામના રહેવાસીઓની ફેરબદલી કરી હતી. ) કારણ કે જુદી જુદી પ્રજાઓને એકઠી કરી દેવાની આ એક જ યુક્તિ આસીરીયાને માલુમ હતી. જ્યારે દેશીઓ પર કાબુ રાખવાને દેશીઓ જ નીમવામાં આવતા ત્યારે આશુરબાનીપાલે નીકોના દીકરા સેમેટી-કસને મેમ્ફીસ અને પશ્ચિમ ડેલ્ટા ઉપર સત્તા આપવાથી જે પરિણામ આવ્યું હતું તે પ્રમાણે થતું હતુ.

અંદરથી ખવાઇ ગયલું, અને પૂર્વે, ઉત્તરે અને દક્ષિણે જોરાવર અને લડાયક પ્રજાઓથી ધિક્કારાતું તેમજ ઇચ્છાતું એસીરીયા સારડેનેપાલની બધી જાહોજલાલી વચ્ચે પોતાના નાશ તરફ ધીમે ધીમે કુચ કરતું હતું. તેના ગયા પછી તેનો નાશ ઝપાટાબંધ પાસે આવતો ગયો. પૂર્વ દૃષ્ટિમર્યાદા નીચે લાંબા વખતથી દબાયલો એક ભય આસીરીયાની દૃષ્ટિ સામું ખડો થયો. સારગોનની વિજયી સ્વારીઓ પછી મીડીયામાં આસીરીયન મહારાજાઓની આજ્ઞાનો અમલ ધીમે ધીમે ઓછો થતો ગયો હતો; અને સેનાચરીબને સજા કરવાને ઇલામ પર કરેલા હુમલાઓથી આશુરબાનીપાલે પોતાનું

લશ્કરી બળ ખલાસ કરી નાંખ્યું હતું, એટલું જ નહિ પણ વધારે ભયંકર શત્રુઓને કાબુમાં રાખની એક સત્તાને નબળી પાડી નાંખી હતી.

આપણે જોયું છે કે મીટી લોકો ઘણું કરીને મીથીયન અને ઇરાનીયન લોકોના બનેલા હતા અને રાજાઓ તથા ધર્મગુરુઓ તરીકે ઇરાનીયનો હતા. મીથીયન તત્ત્વમાં આ સમયે મોટી ભરતી થતી હોય એમ જણાય છે. એક અજાણ્યા કારણને લઇને ઉત્તરનાં મેદાનોમાં ખળભળાટ પેદા થયો હતો અને તેથી કરીને તેમાં વસતા લડાયક ભગ્વાડોને દક્ષિણ તરફ ખસવું પડયું હતું. ગીમીરાઇ અથવા સીમેરીયન નામ ધારણ કરતો સાતમી સદીમાં એક મોટો ભાગ એશિયા માઇનરમાં ઉતર્યો અને તેના ઉચ્ચ ભાગની પશ્ચિમ કીનારથી પણ આગળ સુધી ધસી ગયો; બીજાઓ મધ્ય અને પૂર્વ આરમીનીયામાં ઘૂસ્યા અને વેનના રાજાને નબળો પાડીને ઉરારટુને નરમ પાડવાને આશુરબાનીપાલને શક્તિમાન કર્યો. કેટલાકો ઝગ્રોસની પાછળ ફરી વળ્યા અને આસીરીયન ખીણો સુધી ધસી આવવા માંડયા. આશુરબાનીપાલ ગાદીએ હતો ત્યારે પણ આમાંના કેટલાકોએ તેના રાજ્યમાં ઘણે દૂર સુધી વધવાની હિંમત કરી હતી, કારણ કે તેના અવસાનના વર્ષમાં મીથીયનોના એક મોટા ટોળાએ સીરીયામાં આવીને દક્ષિણે ઠેઠ ઇજીપ્તની સરહદ સુધી લુંટ કરી હતી. આ લુંટથી આસીરીયાના સીરીયાપરના કાબુનો ખરું જોતાં અંત આવ્યો અને તેથી કરીને જેરૂસલેમનો જોસીયા અને બીજાઓ પોતાની સ્વતંત્રતા પાછી મેળવવામાં શક્તિમાન થયા.

આશુરબાનીપાલના મરણ જોડે જ આસીરીયાનો બાબીલોન પરનો કાબુ પડી ભાંગ્યો. ૬૪૮માં એક બળવાખોર ભાઇ જે ત્યાંનો સુબો હતો તેના મરણ પછી, તે મહાન રાજાએ બાબીલોનનો રાજ્ય-

મુકુટ જાતે ધારણ કર્યો હતો, અને તે પવિત્ર શહેર પર એક બાબીલોનીયન નામ ધારણ કરીને રાજ્ય કરવા માંડયું હતું. પણ આસીરીયન સામ્રાજ્યમાં ઘણા વખતથી વખતોવખત બળવાઓ ઉશ્કેરીને કેટલાક અર્ધસ્વતંત્ર કેલડીયન ઉપરાજ્યો અસ્તિત્વમાં આવ્યાં હતાં અને બાબીલોનની ગાદી પર અનેક વંશના રાજાઓ મૂકવાને શક્તિમાન થયા હતાં. જેવો મારડેનેપાલ મરણ પામ્યો અને સીથીયનોએ આસીરીયા પર દોડી વળવા માંડયું કે તરતજ આમાંના એક ઉપરાજ્યે આગળ આવીને દક્ષિણનું રાજ્ય તેના રાજા નાબોપોલેસરને માટે મેળવ્યું. આ કેલડીયન રાજાએ પોતાના દીકરા નેબુકડનેઝરને એક મીડીયન શાહજાદી જોડે પરણાવીને પોતાનો પક્ષ મજબૂત કર્યો અને પોતાના રાજ્ય પર આસીરીયાની જે કાંઇ થોડીઘણી સત્તા રહી ગઇ હતી તે પણ કાઢી નાખી. ૬૦૯ સુધીમાં તો તે આખા મેસોપોટેમીયાનો અને યુફ્રેટીસની ખીણમા થઇને જતા વેપારી રસ્તાનો માલીક થઇ બેઠો.

આથી કરીને સાતમી સદીના છેલ્લા દાયકાની શરૂઆતમા નીચે પ્રમાણે ગોઠવણો થઇ હતી. સીથીયનો અને મીડી લોકોના હાથમા પૂર્વ અને આમધ્ય સીરીયાનો ઘણોખરો ભાગ હતો; કેલ્ડીયનોના તાબામા દક્ષિણ મેસોપોટેમીયા હતો; જ્યારે સીરીયા સામ્રાજ્યના જુના મધ્યબિંદુમાથી છુટું પડવાથી કોને તેના હાથમા જાય તેમ હતું. તેને માટે જે સેમેટીકસે નાઇલનો પ્રદેશ આસીરીયા પાસેથી પાછો લીધો હતો તેનો દીકરો નીકો તરતજ હકદાર તરીકે હાજર થયો. ફેરાહો સીરીયામાં ઘણું કરીને ૬૦૯માં દાખલ થયો. જેરૂસલેમનો જોસીયા જે આ આસીરીયન નબળાઇના દિવસોમાં ઘણો સાહસિક થયો હતો તેણે તેના રસ્તામાં મેગીડો આગળ કરેલા અટકાવને સહેલાઇથી ભેદી નાખીને તે ઉત્તરે આગળ ચાલ્યો અને ચાર પાચ વર્ષ સુધી આસીરીયન રાજ્યના પશ્ચિમ ભાગમાં કાવે તેમ

કર્યું નીનેવેહના દહાડા લગભગ ભરાઇ ચુક્યા હતા. તેની દિવાલો ઝહાગ્નો લગભગ બધો મુલક ખોયા પછી તે સીથીયન હલ્લાઓની મામા ૬૦૬ સુધી ટકી રહ્યું અને ત્યાર પછી મીડી ગજા સુવક્ષાટ્ર જેને ગ્રીકો કીરાક્ષેરીસ કહેતા હતા તેના હાથમા પડયું. પશ્ચિમ એશિયાની તાબે થયલી ગજ્યધાનીનો જીતનારાઓએ એવો તો નાશ કર્યો કે તે ફરીથી ઉભી થઇ નહિ, અને તેના લોકો ટાઇગ્રીસની પેલી પાર જ્યાં અત્યારે મોસલ આવેલું છે ત્યાં હંમેશને માટે જઇ રહ્યા

## બાબીલોનીયનો અને મીડી લોકો

૭ વર્ષ પછી–ઇ. સ. પૂર્વે ૬૦૭મા–પૂર્વનો જે ભાગ આસીરીયન મહારાજ્ય તરીકે ઓળખાતો હતો તેની આ સ્થિતિ હતી બાબીલોનનો કેલ્ડીયન ગજા નેબુકેડનેઝર જે ૬૦૫મા પોતાના પિતાની પાછળ ગાદીએ આવ્યો હતો તેના તાબામાં તેનો મોટો ભાગ હતો. પણ આસીરીયનોની રાજ્યસત્તા માફક જવાબદાર ને એવા એક અમલદારવર્ગની યોજના તે મુલકમા તેણે કરેલી દેખાતી નથી પોતાના પિતાના મરણના થોડા વખત અગાઉ તેણે ઇજીપ્શીયનોને કારકેમીશની દિવાલો નીચે એક મોટી લડાઇમા હરાવ્યા હતા અને પોતાની ગાદી હસ્તગત કરવા પાછા ફરતા પહેલાં દક્ષિણે સીરીયામા થઇને કદાચ ઇજીપ્તની સરહદની પેલી પાર સુધી તેમની પૂંઠ પકડી હતી આથી કરીને તેને સીરીયામાં કોઇ પણ પ્રતિસ્પર્ધી રહ્યો નહિ, અને ગત થયેલા આસીરીયન સામ્રાજ્યના આ ભાગે આશ્રિત દેશી રાજાઓ જેઓ ઘણું ખરું આસીરીયન નમુના પર રાજ્ય કરતા હતા તેમના હાથ નીચે જીવ’ને જ આવતા શાંતિના દહાડા જોયા તેની સામે થવાનો કાઇ પણ ડોળ ઘાલવામા ટાયર અને જેરૂસલેમનાં સુરક્ષિત શહેરો જ માત્ર હતા અને તેઓ બંને ઇજીપ્ત પર આધાર

રાખતાં. આમાંથી પહેલું અંતરે અંતરે તેર વર્ષ સુધી ઘેરો ઘાલ્યા પછી પણ ટકી રહેશે; પણ બીજાનાં સાધનો ઘણાં થોડાં હોવાથી ઇજીપ્ત જેવા ભાંગેલા ટેકા ઉપર આધાર રાખવાને માટે તેને પૂરેપૂરો દંડ આપવો પડશે.

પૂર્વની અને ઉત્તરની વાર્તા આનાથી જુદાજ પ્રકારની છે, પણ આપણે તે પૂરેપૂરી કહેવાને શક્તિમાન નથી. જો કે આમાં ગ્રીક દંતકથાઓ આપણી મદદે આવે છે તો પણ તાજા જ ગત થયલા આસીરીયન મહારાજ્યના લેખો પરથી આપણને આ દૂરના મુલકો માટે જેટલી માહીતી મળે છે તેટલું પણ તે કહેતી નથી. કમનશીબે આસીરીયાના મીડીયન વારસો પોતાના લેખો કોતરાવી ગયા નથી–ખરેખર તેમાંનો એક પણ જડયો નથી. તેમ કીથેરીસનું લશ્કર જો મુખ્યત્વે કરીને સીથીયનોનું બનેલું હોય તો આધુનિક હમાદનની નીચે દટાઇ રહ્યું હશે. એક બેટના ખોદી કાઢવા છતાં પણ તેની જીતોને માટે અગર ત્યારપછી મીડીઓની કારકીર્દીને માટે આપણને ભાગ્યે જ કોઈ પણ લેખ મળી આવશે; કારણ કે લુંટારુ સીથ લોકો મધ્યકાળના મોન્ગોલોની માફક દરેક જગ્યાએ એટલો થોડો વખત થોભતા કે શિલાલેખો કોતરાવવાને માટે તેમને બીલકુલ સમય મળતો નહિ. કદાચ તેમનામાં તેટલી કારીગરી પણ નહોતી. આપણને પૂરેપૂરા લાચાર બનાવવાને માટે બાબીલોનીયન ઇતિહાસ જે એકલો જ કાંઇ અજવાળું પાડી શકે એમ છે તે ઉત્તર પ્રદેશ વિષે કાંઇપણ કહેતો નથી એટલું જ નહિ પણ બીજા કોઇપણ પ્રદેશ વિષે ઘણી જ થોડી માહીતી આપી શકે છે. નેબુકેડનેઝરે–એના મળી આવેલા અને વંચાયલા લેખો ઉપરથી કહીએ તો–પોતાની સ્વારીઓ અને લડાઇઓ નોંધવાનો આસીરીયન રિવાજ પાળ્યો નહોતો; અને જો યહુદી ધર્મપુસ્તકો હોત નહિ તો આપણે ભાગ્યે જ જાણી શકત કે તેનાં લશ્કરો કદી પણ બાબીલોનીયા છોડીને આગળ ગયાં હતાં

કર્યું. નીનેવેહના દહાડા લગભગ ભરાઇ ચુકયા હતા. તેની દિવાલો બહારનો લગભગ બધો મુલક ખોયા પછી તે સીથીયન હલ્લાઓની સામા ૬૦૬ સુધી ટકી રહ્યું અને ત્યાર પછી મીડી રાજા યુવક્ષાટ્ર જેને ગ્રીકો કીરૅક્સેરીસ કહેતા હતા તેના હાથમાં પડ્યું. પશ્ચિમ એશિયાની તાબે થયલી રાજ્યધાનીનો જીતનારાઓએ એવો તો નાશ કર્યો કે તે ફરીથી ઉભી થઇ નહિ; અને તેના લોકો ટાઇગ્રીસની પેલી પાર જ્યાં અત્યારે મોસલ આવેલું છે ત્યાં હંમેશને માટે જઇ રહ્યા.

## બાબીલોનીયનો અને મીડી લોકો

૭ વર્ષ પછી–ઇ. સ. પૂર્વે ૬૦૦માં–પૂર્વનો જે ભાગ આસીરીયન મહારાજ્ય તરીકે ઓળખાતો હતો તેની આ સ્થિતિ હતી. બાબીલોનનો કેલડીયન રાજા નેબુકેડનેઝર જે ૬૦૫માં પોતાના પિતાની પાછળ ગાદીએ આવ્યો હતો તેના તાબામાં તેનો મોટો ભાગ હતો. પણ આસીરીયનોની રાજ્યસત્તા માફક જવાબદાર ને એવા એક અમલદારવર્ગની યોજના તે મુલકમાં તેણે કરેલી દેખાતી નથી. પોતાના પિતાના મરણના થોડા વખત અગાઉ તેણે ઇજીપશીયનોને કારકેમીશની દિવાલો નીચે એક મોટી લડાઇમાં હરાવ્યા હતા અને પોતાની ગાદી હસ્તગત કરવા પાછા ફરતા પહેલાં દક્ષિણે સીરીયામાં થઇને કદાચ ઇજીપ્તની સરહદની પેલી પાર સુધી તેમની પૂંઠ પકડી હતી. આથી કરીને તેને સીરીયામાં કોઇ પણ પ્રતિસ્પર્ધી રહ્યો નહિ; અને ગત થયેલા આસીરીયન સામ્રાજ્યના આ ભાગે આશ્રિત દેશી રાજાઓ જેઓ ઘણું ખરું આસીરીયન નમુના પર રાજ્ય કરતા હતા તેમના હાથ નીચે જવલ્લે જ આવતા શાંતિના દહાડા જોયા. તેની સામે થવાનો કાંઇ પણ ડોળ ઘાલવામાં ટાયર અને જેરૂસલેમનાં સુરક્ષિત શહેરો જ માત્ર હતાં અને તેઓ બંને ઇજીપ્ત પર આધાર

ઉત્તર–પશ્ચિમ તરીકે મળી હતી. આ કથન ઉપરથી સાબીત થાય છે કે ત્યાર પહેલાં એક બેટમાંની સત્તા આરમીનીયામાં થઇને પેડોશીયાના જુના હાટી મુલકમાં તેમજ સઘળા ઉત્તર મેસોપોટેમીયામાં પ્રસરેલી હોવી જોઇએ.

હેરોડોટસના આ ફકરા પરથી બીજી પણ કેટલીક વાજબી અટકળો બંધાય. જે એ રાજાઓએ આ સુલેહ કરી આપી હતી તેમના મધ્યસ્થપણાનો અર્થ એટલો જ થઇ શકે કે તેમનો દરેક જણ લડનારાઓમાંથી એકનો મિત્ર થતો હોવો જોઇએ. હવે દૂર પડેલા લીડીયાની જોડ બાબીલોનીયન રાજાને આવો સંબંધ ભાગ્યે જ હોઇ શકે; તેમજ બીજો તેનો મિત્ર હોવાનું સંભવે છે. તેથી કરીને શીલીશીયા ઘણું કરીને મીડીયન લાગવગની બહાર હોવું જોઇએ અને બાબીલોન તેની અંદર હોવું જોઇએ; અને નેબુકેડનેઝર હેરોડોટસ લેબીનેટસ નામ આપે છે; પણ સમયનો વિચાર કરતાં તે એજ હોવો જોઇએ–જો કે ખરેખર તે મીડીયાના પહેલા અને મોંથી મોટા આશ્રિત રાજ્યનો માલીક હતો તો પણ એક સ્વતંત્ર રાજા હોવો જોઇએ નહિ. કદાચ આ કારણને લીધે જ તેણે પોતાની સ્વારીઓ અને લડાઇઓ વિષે આટલું થોડું જણાવ્યું છે અને ફક્ત સ્વદેશની બાબતોની જ નોંધ લીધી છે. એક પરદેશી રાજાની આજ્ઞાનુસાર તેનાં લશ્કરોને લડવા જવું પડતું હોય તો તેમનાં પરાક્રમો માટે ઘણી જ થોડી મગરૂબી હોય તેમાં નવાઇ નથી. આથી કરીને ઈ. સ. પૂર્વે ૬૦૦ મા આપણે એક લુંટારૂ જાતનું મીડીયન સામ્રાજ્ય નજર આગળ ખડું કરવું જોઇએ. આ રાજ્ય આધુનિક ઇરાનના પશ્ચિમ ભાગમાં સ્થપાયલું હતું. પશ્ચિમે તે આખા આરમીનીયા ઉપર ( જ્યાં વેનના રાજ્યનો અંત આવ્યો હતો ) અને દક્ષિણે મેસોપોટેમીયાના એક અનિશ્ચિત ભાગ સુધી પહોંચ્યું હતું. આ સરહદની દક્ષિણે તથા પશ્ચિમે મીડીયાની લાગવગ–

વાળો મુલક આવ્યો હતો અને તેમાં આખા આબીલોનીયા ઉપરાંત એક બાજુએ ઇલામની હદથી તે બીજી બાજુએ ઇજીપ્તની સરહદ સુધી જે કાંઇ નેબુકેડનેઝરના તાબામાં હતું તે સઘળું આવી જતું હતું. આ મહારાજ્યનું મધ્યબિંદુ ઉત્તરમાં હોવાથી તેની મુખ્ય ચળવળો ત્યાં જ થતી હતી અને બાબીલોનીયન રાજ્યના કામકાજમાં મીડીયન ઉપરી ભાગ્યે જ હાથ ઘાલતો. પશ્ચિમે એશિયા માઇનરમાં તેમની સત્તા વધારવાને મીડીઓએ સીલીશીયામાં થઇને જતા જુના આસીરીયન યુદ્ધ-માર્ગને પડતો મુકીને ટોરસની ઉત્તરનો રસ્તો લીધો હતો. આટલી બાબતોને માટે આપણે ખાતરી આપી શકીએ તેમ છે. પણ હેરોડોટસે મીડીયાને માટે જે બીજું બધું કહ્યું છે—દાખલા તરીકે તેનો એક એટનો અજાયબ પમાડે તેવો હેવાલ, અને તેના રાજ્યવંશનું પણ લગભગ તેટલું જ આશ્ચર્યકારક વર્ણન—તે માનવાનું તો કોઇક સારી સાબીતી મળતા સુધી મુલતવી રાખવું પડશે. પણ તે સાબીતી કદાચ ભાગ્યે જ મળશે.

## એશિયા માઇનર

આમ છતાં પણ પૂર્વના એક મોટા ભાગે મીડીયા અગર બાબીલોનીયા, કોઇની પણ તાબેદારી સ્વીકારી નહોતી. આ ભાગ તે એશિયા માઇનર છે. આપણા છેલ્લા અવલોકન વખતે આયોના પૂર્વથી તેનો જે ભાગ સ્વતંત્ર હતો તેના કરતાં હાલ તેનું ક્ષેત્રફળ ઘણું વિશાળ હતું. ઘણું કરીને એશિયા માઇનર એક છેડેથી બીજા છેડા સુધી એટલે ઇઝ્યનથી તે યુફ્રેતીસ સુધી—કારણકે ૬૦૦ માં કીમેરીઆ ઘણું કરીને ઉત્તરદમાંથી હજુ આવ્યો નહોતો—અને કાળા સમુદ્રથી તે ઇસસના અખાત સુધી સ્વતંત્ર હતો. આ પ્રદેશને આપણે છેલ્લે જોયો તે સમયના કરતાં હાલમાં તેના મોટા ભાગને માટે આ-

પણી પાસે ઘણી વિશ્વાસલાયક માહીતી છે, કારણ કે તે ત્યાર પછી પશ્ચિમ કીનારાના ગ્રીક શહેરીઓની આખ તળે આવ્યો હતો અને તેમની જોડે વેપારી સંબંધમા જોડાયો હતો તેનો પણ બાકી રહેલો ભાગ જે એટલો બધો પૂર્વે આવેલો હતો કે ગ્રીકોને તેની જોડે કાઇ લેવાદેવા નહોતી તેને માટેની આપણી આ સમયે આસીરીયન બાદશાહી તવારીખ તેને માટે કશું કહેતી નથી. માહીતી ઈ સ પૂર્વે ૮૦૦ કરતાં પણ ઓછી છે, કારણકે ઇ સ પૂર્વે ૬૦૦ ને સમયે એશિયા માઇનરની મુખ્ય બાબતમા લીડીયાની બાદશાહી સત્તાનુ અસ્તિત્વ છે તે દ્વીપકલ્પના પશ્ચિમ ભાગની મધ્યમા આવી હતી અને પૂર્વમાં આવેલા ઉચ્ચ પ્રદેશ પર તેની આજ્ઞા, જે ફ્રીજીઅન સત્તાના નાશને લીધે ઉંચી ચઢી હતી તેની, અમન સરહદ સુધી ફરતી ઉપર કહ્યુ છે તેમ કઇ નહિ તો તેની લાગવગ સીલીશીયામા હોવી જોઇએ, અને આપણા આ અવલોકન પછી પંદર વર્ષે હેલીસ ઉપર જે લડાઈ લડાવાની છે તેનાથી જણાશે કે કેપેડોશીયા પર પણ સહેજસાજ કાબુ મેળવવાનો પ્રયત્ન તેણે કર્યો હતો પણ આપણે લીડીયન રાજ્ય અને તેની હાલની ચઢતી વિષે બોલીએ તેના પહેલા આપણી સરહદ પર દક્ષિણ પૂર્વે આવેલા રાજ્યને પતાવી દેવાનું ઉત્તમ ગણાશે. આપણને કહેવામા આવે છે કે આ રાજ્ય જે ઘણું કરીને લીડીયાનું મિત્ર થતુ હતુ તેનું આશ્રિત પણ હોય–તે આ વખતે "એશિયાની ચાર મહાન સત્તા" માંનુ એક હતું આ સત્તામા બાબીલોન પણ આવી જતું હતુ અને આ વખતે નેબુકડનેઝરનો મીડી રાજા ઉપરી હતો તેથી કરીને આપણી અટકળ જો ખરી હોય તો યુસીબીયસના આ કથનમા એવું કાઇ પણ નથી કે જેનાથી શીલીશીયાએ બાદશાહી સત્તા મેળવી હતી એમ માનવાને કારણ મળે, અને કદાચ જો તેણે તે મેળવી હોય તો પણ ખાતરીથી ચાર સત્તાઓમા તેની પાયરી સૌથી નીચી હોવી જોઇએ

## શીલીશીયા

આસીરીયાના વચતા રાજ્યના એક મહાન લુટારૂ બાદશાહ શાનમાનસર બીજાએ આ નાના દેશ પર કેટલુ ધ્યાન આપ્યુ હતું તે વાંચીને યાદ હશે તેની પાછળ થયલા વિજયની તૃષ્ણાવાળા રાજાઓએ પણ તેની પાછળ તેટલુ જ ધ્યાન આપ્યુ હતુ સારગોનથી તે આશુરબાનીપાલ સુધી તેઓ જાતે અગર તેમના લશ્કરો ત્યા વારવાર જતાં હતાં અને તેમના સુબાઓ તો હમેશા ત્યાં જ રહેતા સેનાચરીબને માટે એમ કહેવામા આવે છે કે તેણે ટારસસ બાબીલોનના નમુના પર ફરીથી બાંધ્યુ હતુ અને આશુરબાનીપાલ કે જેણે તેની આગળ થઇ ગયલા કોઇ પણ રાજા કરતાં એશિયા માઇનરના પ્રમદેશ પર વધારે લક્ષ દોડાવ્યુ હતુ, તેનો ટારસસ જોડે એટલો બધો સબંધ હતો કે પાછલા કાળની એક લોકવાયકા પ્રમાણે તે ત્યા જ મૃત્યુ પામ્યો હતો, અને તેની મહાન કબર પણ ત્યા ઉભી કરવામા આવી હતી આ છેલ્લી બીનાની વિરૂદ્ધ આપણે ગમે તેટલુ જાણતા જોઇએ તો પણ કદાચ તે વાત ખરી હોય, કારણ કે કોઇ પણ આસીરીયન નોંધમા તેનાથી ઉલટુ લખેલુ નથી એશિયા માઇનરના બાકીના ભાગની માફક આસીરીયનોએ શીલીશીયાને સીમેરીયનોને હાથે ધૂળધાણી થવા દીધુ નહિ તેમનો સરદાર ડગડમી જેને ગ્રીકો લીગડેમીસ કહેતા તેનાથી ટારસના ડુંગરો વટાવીને પેલીપાર જઇ શકાયુ નહિ અને તે ત્યાં જ મરણ પામેલો કહેવાય છે આ રીતે આશુરબાનીપાલના મરણથી તેમજ નીનેવાહટ સત્તાની નબળાઇને લીધે આધેના ખંડીયા રાજ્યો જ્યારે સ્વતંત્ર થવાને શકિતમાન થયાં ત્યારે સાબુત રહેલા શીલીશીયાની અગત્ય તરત જ ઘણી મોટી થઇ પડી ટારસસના રાજાઓએ હવેથી પોતાની સત્તા પૂર્વે કર્યુ અને ઉત્તરે ટેમાન જેવા પાસેના પ્રદેશો

પર વધારી આ ઉપરાત તેઓ કુમુખ પર પણ કબજો ધરાવતા જણાય છે, કારણ કે આપણા સમય પછી દોઢસો વર્ષે લખતાં હેરોડોટસ પુરૂતીમને શીનીશીયાની સરહદ રૂપે વર્ણવે છે ખાતરીથી તેની સમજમા એમ હતું કે સીરીયાનો સૌથી ઉત્તર ભાગ, જેને તેની પછીના ભૂગોળવેત્તાઓ કોમાછની કહેતા હતા, તે ઘણા વખતથી શીલીશીયાને તાબે હતો ટુકમા પરશીયનોના વખત પહેલાનુ મહાન શીલીશીયા જે "એશિયાની ચાર મહાન મત્તાઓ" માનુ એક હતું તેના વિસ્તારનો તે વિચાર કરતો હોવો જોઇએ

નવા આસીરાયન રાજ્યની નોધો પરથી જે જુજ અને ભાગ્યો-તુટયો શીનીશીયન ઇતિહાસ આપણા જાણવામા છે તેમાં સૌથી અગત્યની બાબત પૂર્વ તરફ આવતા ગ્રીકો મળધે છે આ પાશ્ચાત્ય માણસો ને આસીરીયન રાજાઓને સૌથી પહેલા સારગોન જોડે જ અથડાઅથડી થયની જણાય છે આઠમી સદીના પાછલા ભાગમા તેમના વહાણો તેને પોતાના સમુદ્રમાં એટને સાઇપ્રસ અને શીલીશીયાના કીનારાપર જણાયાથી તે મગરૂરી સાથે લખે છે કે તેણે તેમને "માછલીની માફક પકડી લીધા" તે આગળ કહે છે કે તેના આ કૃત્યથી 'કવુ અને ટાયરને નિરાત વળી" અને તેથી કરીને આપણે રીતસર ધારી શકીએ કે આ 'આયોનીયન ચાચિયાઓ' શીનીશીયા અને શીનીશીયાના કીનારા પર પહેલવહેલા જ આવ્યા નહોતા, પણ ઉલટુ લેવાન્ટની પૂર્વમાં તેમનો ભય ઘણા વખતથી હતો ૭૨૦ માં તો આપણે સાઇપ્રસ અગર આયોનીયાના એક નામ વગરના ગ્રીકને અશડોડ ઉપર રાજ્ય કરતો જોઇએ છીએ આ પછી થોડા જ વર્ષમાં સારગોનના વારસ સેનાચરીબને આયોનીયનો જોડે ભારી અણબનાવ થયો હતો વાત એમ જણાય છે કે પશ્ચિમ અને ઉત્તરે આવેના રોરમના લોકોની મદદથી ટારસસે કરેના એક બળવાન લીધે સેનાચરીબના સરદારોને ૬૯૮ ના વર્ષમા

શીલીશીયામાં જે લડાઇ મચાવવી પડી તેમાં આયોનીવનોએ જમીનપર તેમજ દરિયા પર પણ આગળ પડતો ભાગ લીધો હતો. આમાં જીત મેળવ્યા પછી સેનાપતીએ ટારસસમાં એક "એથીનીયન" દેવળ બંધાવ્યું હતું એમ એક પાછલા સમયનો ગ્રીક ઇતિહાસકાર કહે છે; અને આનો અર્થ જો–અને તે સંભવિત છે–" આયોનીક" દેવળ થતો હોય તો તે વાત બીલકુલ તુચ્છકારી કાઢવા લાયક નથી, કારણ કે શીલીશીયા અને પાશ્ચાત્ય લોકો વચ્ચે ત્યાં ઘણો સારો સંબંધ હતો. આયોનીયાના ઝવેરાત પરના કોતરકામ અને શીલીશીયાના લાકડાના કોતરકામ વચ્ચે ઘાટ અને કારીગરીમાં જે આબેહુબ મળતાપણું હતું તેની વાત આપણે ગયા પ્રકરણમાં કરી ગયા છીએ; અને ઉપરે એટલું જ ઉમેરવું જોઇએ કે શીલીશીયાનો આયોનિયા જોડેનો સંબંધ જો સાતમી સદીની શરૂઆત જેટલો વહેલો હોય એટલું જ નહિ પણ સુક્ષ્મમાં તેઓને એક બીજાજોડે જોડવાને અને દેશી કારીગરીમાં અગત્યના ફેરફાર કરવાને પુરતો હોય તો મીડીયા કરતાં લીડીયા જોડે તે થોડાં વર્ષ પછી જોડાય એ સ્વાભાવિક છે.

### ફ્રીજીયા

ઉત્તરે જ્યારે આપણે આખા એશિયા માઇનર પર દ્દષ્ટિ ફેરવી તે વખતે તેનો મોટો ભાગ ફ્રીજીઆમાં સ્થપાયલી એક મહાન સત્તાના હાથ નીચે હતો. આ સત્તા હમણાં અલોપ થઇ ગઇ છે અને તેની જગ્યા પશ્ચિમ કીનારાની વધારે પાસે સ્થપાયલી એક બીજી સત્તાએ લીધી છે. તેના રાજ્યની શરૂઆતમાં જ્યારે સારગોને ટારસની પેલીપાર આવેલાં કપુ અને ટેબાલનાં ઉપરાજ્યોને પોતાની લાગવગ તળે આણવાને પગલાં ભરવા માંડયાં તે વખતે મુશકીઓનો એક મીટા નામનો રાજા તેની સામે થતો પહેલવહેલો જોવામાં આવે છે; અને કારકેમીશનો એક બળવો કે જેને લીધે તેને ઘેરો ઘાલીને આખરે ૭૧૭ માં તાબે થવાની ફરજ પડી હતી તેમાં પણ આ જ મીટા

જોડાયલો જણાય છે. ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે એક "ફ્રીજીયન" રાજા કે જેને ગ્રીકો મીડાસ કહેતા હતા તેને અને આ રાજાને એક જ ગણવાનો ચાલ છે; અને એ મીડાસ પહેલો તે ખાસ કરીને ગોરડીયસનો દીકરો કે જેની સમૃદ્ધિ અને સત્તા પુરાણોમાં અમર થઈ છે તે જ હતો એમ સાધારણ રીતે મનાય છે. જો આ એકતા ખરી હોય તો આઠમી સદીની આખરે આપણે ફ્રીજીયાને સીધી અથવા આડકતરી રીતે લગભગ આખા એશિયા માઇનર પર રાજ્ય કરતું, એશિયાની મોટામા મોટી સત્તા સામું—જો કે આખરે તેને આમા વિજય મળ્યો નહિ—પોતાનું બળ અજમાવવાને માટે તૈયાર થયતું અને એશિયા માઇનરની બહાર પણ મુલકો ધરાવવાનો દાવો બાંધતું ગણવું પડશે. કારકેમીશના રાજા પીસીરીસે પોતાના મિત્ર તરીકે મીટાની મદદ માંગી હતી, કારણકે એશિયા માઇનરનો મુશકી રાજા કેપેડોશીયાના હાટીની ગાદી પર બેઠો હતો અગર તે પોતે જ મુશકી જાતનો હતો.

જે રાજાની મદદ આ પ્રમાણે માગવામા આવી હતી તે કેપેડોશીયાનો રાજા હતો એમા જરા પણ સંશય નથી તે ફ્રીજીયાનો પણ રાજા હતો કે નહિ—એટલે કે તે ગોરડીયસનો દીકરો જ મીડાસ હતો કે નહિ—એ સંશયાત્મક છે મીટાના કયુ, ટેબાલ અને કારકેમીશ જોડેના સંબધથી જ એમ પૂરવાર થતુ નથી કે તેની રાજ્યધાની એશિયા માઇનરનો પૂર્વ ભાગ કે જ્યા મુશકીઓ ત્યાર પછી ઘણા કાળ સુધી રહ્યા હતા ત્યા નહિ પણ બીજી કોઈ જગ્યાએ આવેલી હતી પણ બીજી બાજુએ હેલીસની પૂર્વે યુક આગળ અને મધ્ય એનેગેલીયન ગણુની દક્ષિણ પૂર્વે ટીયાના આગળ ફ્રીજીયાની વિચિત્ર લિપિમા લખાયલા લેખો મળી આવવાથી એમ સાબીત થાય છે કે એક વખતે ફ્રીજીયન સત્તા કેપેડોશીયામા અને પાછળથી થનારા મુશકીના મુલક તરફ થોડી [illegible]

વળી ફ્રીજીયાની રાજ્યધાની નજદીક મળી આવતાં ખડકનાં સ્મારકોનો ભપકો જોતાં તે એક ઘણા મોટા રાજ્યનું કેન્દ્રસ્થાન હશે એમ કબુલ કર્યા સિવાય છુટકો નથી. તેમને જોતાં એની પાયરી એથી જરાજ પણ ઓછી હશે એમ ભાગ્યે જ કહી શકાય. આમાંથી સૌથી મોટું સ્મારક જે એક મીડાસ નામના રાજાની ( ગોડીયસના નહિ પણ એટીસના દીકરાની ) કબર છે, તેનો આગલો ભાગ આશરે એકસો ફીટ ઉંચા ખડકનો બનેલો છે. તેને કાપીને સપાટ બનાવવામાં આવ્યો છે અને તેના પર ભૂમિતિની એક ભવ્ય આકૃતિ કોતરવામાં આવી છે. તેને તળીએ એક બનાવટી બારણું કોતરેલું છે અને તેના પર આવેલી પત્થરની મહાન ભીંતને મથાળે એક ગ્રીક દેવળને છાજે એવી એક ત્રિકોણાકાર આકૃતિ કોતરવામાં આવી છે અને તેના પર શરૂઆતના જુદા જુદા ગ્રીક મૂળાક્ષરોમાં એક લાંબો લેખ લખેલો છે. આનાથી નાના કદની પણ તેવો જ ઘાટ અને કોતરણી ધરાવતી બીજી ઘણીક કબરો રાજ્યધાનીના આજુબાજુના પ્રદેશમાં છે. બીજી કેટલીક પર મનુષ્યો અને સિંહોની આકૃતિઓ કોતરવામાં આવી છે. પણ આપણે જાણીએ છીએ કે જ્યારે આ બધી ચીજો કોતરવામાં આવી હતી ત્યારે નવા આસીરીયન રાજ્યની કારીગરી ફ્રીજીયામાં જણાયતી હતી, અને જેઓએ આસીરીયન કારીગરોની અસર નીચે આવી મોટી ચીજો કરી હતી તેઓ સમકાલીન આસીરીયન નોંધોમાંથી તદ્દન ભૂંસી જવાય એમ એકદમ મનાતું નથી. આથી આખરે આપણને કદાચ કબુલ રાખવું પડશે કે સારગોનથી તે આશુરબાનીપાલ સુધીના નીનેવેહના રાજાઓ સામે મીટા નામના સરદારોના હાથ નીચે લડવા જનારા મુશકીઓ તેઓ જાતે જ હતા.

ફ્રીજીયન રાજ્યોનો અંત કેવી રીતે આવ્યો એને માટે જરા પણ સંશય નથી. એસીરીયન નોંધોમાંથી જણાય છે કે ગીમીરાય

અગર સેમેરીયન લોકો જેઓ ઇન્ડો–યુરોપીયન જાતના સીથીયનો હતા અને જેમના પરથી ક્રીમટારટરી અને ક્રીમીયા નામ પડેલાં છે તેઓ સાતમી સદીની મધ્યમાં દક્ષિણે અને પશ્ચિમે ધસી આવ્યા હતા. તેઓએ ફ્રીજીયાનું પાટનગર કેવી રીતે લીધું અને લુંટયું તેમજ મીડાસ નામના છેલ્લા રાજાને કેવી રીતે મારી નંખાવ્યો અગર આપઘાત કરવાને ફરજ પાડી તે બધું ગ્રીક નોંધો જણાવે છે

## લીડીયા.

આ આફતના વખતમાં જ અગર થોડોકજ સમય અગાઉ સારડીસના એક ગઝનદ રાજાએ ફ્રીજીયાની તાબેદારીમાંથી મુક્ત થઇને પોતાના વંશને તેમ જ લીડીયાને ઉંચે ચઢાવવાની શરૂઆત કરી હોવી જોઇએ. આ રાજાને આસીરીયનો ગુગુ અને ગ્રીકો ગીગીસ કહેતા હતા. તે એક નવા વંશનો સ્થાપનાર હતો અને ઘણું કરીને મૂળ રાજ્યમાં એક ઉમરાવની પદવી ભોગવતો હતો. તેની ચઢતી કેમ થઇ તેને માટે જુદી જુદી હકીકતો કહેવામાં આવે છે. પણ મૂળ રાજાની રાણી જોડે તેણે કાંઇક કાવતરૂં કર્યાની વાત તે બધીમાં એક સરખી રીતે માલુમ પડે છે. એક ઇતિહાસકાર કહે છે કે તે કેરીયનોની મદદથી ફાવ્યો હતો અને ઘણું કરીને તે સત્ય છે; કારણ કે થોડાં વર્ષ પછી ઇજીપ્તના સેમેટીકસની નજરે ભાડુતી કેરીયન લશ્કર લાવનાર આ જ ગીગીસ હતો; સેમેરીયનોના જે ટોળાએ ફ્રીજીયન રાજ્યનો નાશ કર્યો હતો તેની સામે થવાને તેણે આશુરબાનીપાલની મદદ માગી; પણ તે નહિ મળવાથી તેણે એકલે હાથે જ તેઓને હરાવ્યા. આ બનાવ પછી માઇટિ વંશની સ્થાપના કરનાર ઇજિપ્શીયન બળવાખોર જોડે મિત્રતા બાંધી અને પોતાની પશ્ચિમે આવેલા માતબર ગ્રીકોની જોડે લડાઇ કરીને પોતાનું રાજ્ય વધારવા માંડયું. પણ ફક્ત કોલોફોન અને મેગનેશીયા સામું જ તે ફતેહમંદ થયો; કારણ કે આ

શહેરો દેશની અંદરના ભાગમાં આવેલાં હતાં. પણ સ્મર્ના અને માઇલીટસ, જેઓને દરિયામાર્ગે ખેરાક મેળવવાની મવડ હતી, અને જેઓની પાસે લેવાન્ટમાં ત્રામ વર્તાવના લડાયક " આયોનીયન ચાંચિયા "ઓની ઘણી મોટી સંખ્યા હતી તેમને હાથ કરવામાં તે નિષ્ફળ ગયો. તેના લાંબા ગજ્યમાં હેરોડોટસ કહે છે કે તેણે આડત્રીસ વર્ષ ગજ્ય કર્યું હતું. ગીગીમને પોતાની સત્તા મજબૂત કરવાને અને લીડીયનોને માટે જમીનમાર્ગે ચાલતા વેપારની માલકી હાથ કરવાને વખત મળ્યો પણ સાતમી સદીની અંતમાં મેમેરીયનોના એક બીજા ટોળાએ ઉત્તરમાંથી ઉતરી આવીને તેને હરાવીને મારી નાખ્યો તેની રાજ્યધાનીનો જે ભાગ કિલ્લેબંધી વગરનો હતો તે તેઓએ લુંટી લીધો અને સુરક્ષિત જગ્યાઓને છેડયા વગર જે હાથમાં આવ્યું તે લુંટતા ઠેઠ દરિયા સુધી પહોંચી ગયા. પણ આટલી મોટી આફત આવી છતા તેનો દીકરો આરડીસ, જેણે સારડીસના ગઢમાં રહીને પોતાનો બચાવ કર્યો હતો અને આસુરબાનીપાલની તાબેદારી સ્વીકારી હતી, તે તરત જ ગ્રીકોની જોડે ફરીથી લડવાને ઉભો થયો. શીલીશીયન ડુંગરોમાં આસીરીયન લશ્કરે પાછ અથવા પીઠ ઉપર કરેલા એક હલ્લામાં તે જંગલી લોકોનો મુખ્ય સરદાર મગયા પછી અને સર્વત્ર શાંતિ પ્રસર્યા પછી આ લીડીયન રાજા પછો મીયેન્ડર પર કુચ કરી ગયો. તેણે પ્રીયેન લીધું; પણ પોતાના બાપની માફક ગ્રીક લોકોનું મુખ્ય અને માતબર શહેર માઇલીટસ જે મીયેન્ડરના મુખ આગળ આવેલું હતું તે લેવામાં નિષ્ફળ ગયો

પણ જે સમય વિષે આપણે હાલ લખીએ છીએ તે સમય સુધી અને ત્યાર પછી પણ પચાસ વર્ષ લગી લીડીયન રાજાઓએ આયોનીયા અને કેરીયામાં કરેલી આ સ્વારીઓ ફક્ત લુંટવા તથા ખંડણી ઉઘરાવવા પુરતી જ હતી. કોઇક જગ્યાએ તેઓ કદી એકાદ શહેર લેતા તેમ જ લુંટતા, પણ તે જાયુકને માટે તેમના કબજામાં

રહેતું નહિ કેરીયન ગ્રીક હેરોડોટસ જે આ મમયથી આશરે એક સૈકા પછી જન્મ્યો હતો, તે આપણને સ્પષ્ટ રીતે કહે છે કે ક્રીકસના મમય લગી–એટલે એના પિતાના મમય સુધી–મધા ગ્રીકો સ્વતંત્ર હતા, અને તેના આ વાક્યનો અર્થ જો એમ હોય કે (કદાચ તે એમ જ છે) ત્યાર પહેલા કોઈ પણ ગ્રીકને છચોક ગુલામગીરી કરવી પડતી નહોતી તોપણ આપણું કથન અસત્ય ઠરતુ નથી, કારણકે જો આપણે આસીરીયન રિવાજને આધારે કહી શકીએ તો એક જીતાયના પ્રજાને જ્યારે તેનો મુલક સામ્રાજ્યમા જોડી દેવામા આવતો ત્યારેજ ગુલામગીરી કરવી પડતી હતી કીનારા પરના ગ્રીક શહેરોમા લીડીયન સુબાઓ વિષે આપણે કશુ સાભળતા નથી તેમજ જે આયોનીયન અને કેરીયન શહેરો ખોદી કાઢવામા આવ્યા છે તેમા લીડીયન કારીગરીની અસર બીનકુલ માલમ પડતી નથી આથી કરીને લીડીયનો અને ગ્રીકો ઇ સ પૂર્વે ૬૦૦ લગી અને ત્યાર પછી પણ એકબીજાની જોડે સુનેહભરેલી રીતે રહ્યા નહિ એમ જણાય છે દરેક જણ પોતપોતાનુ મમાનીને બેસી રહેતા અને તેઓ જ્યારે યુદ્ધમા ભેગા થતા ત્યારે જ એક બીજાને વિષે કાઇ પણ જાણતા હતા

હેરોડોટમ કહે છે કે તેના વખતની લોકવાયકા પ્રમાણે એસિયાના ગ્રીક શહેરો તેમના સુધારા માટે લીડીનાને આભારી હતા. આ દેનાનો મોટો ભાગ–જો તે દેવુ ખરૂ હોય તો–ઘણું કરીને ૬૦૦ પછી વ્હોરવામા આવ્યો હતો તો પણ તેમાની કેટલીક ચીજો –નાખલા તરીકે નાણા પાડવા–વધારે જુની હોવી જોઇએ પણ હેરોડોટસ જાણતો હતો અને હજુ આપણે પણ કળી શકીએ તેના કરતા ચોપડાની બીજી બાજુએ ઘણુ લખવાનુ છે. શરૂઆતના લીડીયનોની કારીગરીના નમુનાઓ અને તેમની રોજની વપરાશની ચીજો તેમની ભૂમિ બરાબર ખોદાયની નહિ હોવાથી એટલા ઓછા પ્રમાણુમા મળી આવે છે કે તેઓ પૂર્વ કે પશ્ચિમને વધારે આભારી

હના એ આપણાથી કહી શકાય તેમ નથી. આમ છતાં પણ અમેરીકનોના સારડીસના ખોદાણ પરથી એટલું તો નક્કી થાય છે કે તેમની લિપિ પાશ્ચાત્ય જાતની હતી અને તે ફીનીશીયન કરતાં પણ આયોનીયન લિપિ જોડે વધારી મળતી આવતી હતી. વળી તેમની ભાષામાં ઇન્ડો-યુરોપીયન શબ્દોની ભારે સંખ્યા જોતાં લીડીયનોને આખરે પૂર્વના લોક ગણવા જોઇએ નહિ. જો કે હેરોડોટસે તેમના સૌથી શરૂઆતના રાજાઓને આપેલાં નામ મેસોપોટેમીયન છે અને કદને સમયે આથોના પૂર્વ જોડે બાંધેલો કાંઇક રાજકીય સંબંધ સૂચવતાં હશે, તો પણ પાછળથી તેમનાં બાદશાહી તેમજ બીજાં પણ જે જે નામો નોંધાયલા છે તે ચોખ્ખાં એનેટોલીયન છે. ખાતરીથી આશુરબાનીપાલનાં લખાણો " લડીના રાજા ગુગુ "ની વિનંતિ વિષે બોલે તેના પહેલાં મેસોપોટેમીયા જોડેનો સંબંધ ક્યારનોએ ભૂલી જવાવો જોઇએ કારણ કે જે દેશમાંથી એ વિનંતિ આવી હતી તેનું નામ પણ તેણે અગર તેના સુબાઓએ સાંભળ્યું નહોતું. જેમ જેમ સારડીસનું તેમજ બીજાં લીડીયન શહેરોનું ખોદકામ આગળ વધશે, તેમ તેમ આપણે કદાચ જોઇશું કે તે દેશમાં ઉંચો સુધારો કંઇક મોડેથી થયો હતો; અને મુખ્યત્વે કરીને મર્મનદ રાજાઓના આવવા પછી જ તેની શરૂઆત થઇ હતી. તેની આ ઉપરાંત પેદાશ પર ગ્રીક શહેરોએ લગભગ ૬૦૦થી માંડીને જે બળવાન અસર કરવા માંડી હતી તે પણ કદાચ આપણા દીઠામાં આવશે. હેરોડોટસના કહેવા પ્રમાણે છઠ્ઠી સદીની શરૂઆતમાં લીડીયન રાજા એલીયેટીસ અને મીડીયાના કીયાક્રેરીસ વચ્ચે હેલીસ નદી પર મુલાકાત થઇ હતી તે વિષે આપણે બોલી ગયા છીએ. તેના આ કથન ઉપરથી તે વખતે બાંધેલાં અનુમાનો જો ખરાં ન હોય તો લીડીયન સત્તા પૂર્વ તરફ કયાં લગી પહોંચી હતી તે આપણે જાણતા નથી. જો તેઓ ખરાં હોય તો દક્ષિણ-પૂર્વ શીલીશીયામાં લીડીયાની લાગ-

વશ હોવી જોઇએ તેમજ ઉત્તર-પૂર્વ કેપેડોશીયામાં પણ તેનો સ્વાર્થ સમાયલો હોવો જોઇએ. ગીમેરીયન હુમલા પહેલાં ફ્રીજીયનોના હાથમાં જે મુલક હતો તેના ઘણાખરા ભાગ પર જો મર્મનદ વંશ રાજ્ય કરતો હોય તો તે અસંભવિત નથી અને પૂર્વમાં હેલીસ અને એન્ટી -ટોરસની તળેટી લગીના ઉચ્ચ પ્રદેશ પર લીડીયાએ જુલમ ગુજાર-વાથીજ ઘણું કરીને મુશકીઓમાં ફકત પશ્ચિમ આરમીનીયાના મોશ-કીઓ અને તેટલાજ આધીન અને નિર્માલ્ય ટીબેરાનીઓ ટેબાલના મનુષ્યોમાં રહ્યા હતા.

## ગ્રીક શહેરો

એનેટોલીયન કીનારા પરનાં ગ્રીક શહેરોને માટે આગળ થોડું-ઘણું કહેવામાં આવ્યું છે. આમાંનાં મુખ્ય શહેરોની મહત્તાનો કાળ આઠમી સદીની શરૂઆતથી તે છઠ્ઠી સદીના અંત સુધી લંબાયલો છે આ કાળમાં તેઓ સ્વતંત્ર હતાં આથી કરીને આપણને સહજ સમજાશે કે ૬૦૦ ના વર્ષમાં તેઓ પૂર્ણ આબાદી ભોગવતાં હતાં. ઠેકઠેકાણે ઉપસંસ્થાનો-એકલા માઇલીટસેજ ૬૦ સંસ્થાનો સ્થાપેલા કહેવાય છે-તેમજ વેપારી થાણાઓ સ્થાપીને તેઓએ ગ્રીક સુધારો દ્વીપકલ્પને કીનારે કીનારે પોનટસથી તે શીલીશીયા સુધી ફેલાવ્યો હતો. હેરોડોટસના મત પ્રમાણે તેના સમયની ઇરાની તાબેદારી જોડે સરખાવતાં આ ગ્રીકોનો સુખી કાળ હતો, કારણકે તે વખતે તેઓ સ્વતંત્ર હતા. માઇલીટસ, તે કહે છે કે, તે વખતે સૌથી મોટું શહેર હતું, અને સમુદ્રની રાણી સમાન હતું; અને ખરેખર તેના શહેરી-ઓમાંના એનેકસીમેનડર, એનેકસીમીનીસ, હીકેટીયસ અને થેલીસ જેવા પ્રખ્યાત માણસો લગભગ આ જ સમયમાં થઇ ગયા હતા. લીસબોસનો સેફો, સ્મર્નાનો અગર કોલોફોનનો મીમનરમસ, ટીઓસનો એનેક્રીયન, વગેરે બીજા પણ પ્રખ્યાત એશિયાટીક ગ્રીકો આ જ

સમયમા થઇ ગયા છે આ ચીજ ઘણી અગત્યની છે, કારણકે તેમના જેવો અભ્યાસ અને તેમના જેવી સાહિત્યના વિષયમાં પ્રવૃત્તિ એક ઉચી રીતે કેળવાયલા, સ્વતત્ર, અવકાશવાળા અને પૈસેટકે સુખી લોકો સિવાય કોઈ પણ કરી શકે નહિ

જો કે છઠ્ઠી સદીની શરૂઆતમાં એશિયાટીક ગ્રીકોની ઉચ્ચ કેળવણી વિષે કોઇને જરા પણ શકા નથી તો પણ તેમની કારીગરીની ઘણી જ થોડી ચીજો આપણને મળી આવી છે જર્મનોએ માઇલીટસને ઘણું ખોદ્યું છે પણ તેમાથી સુંદર રગીન કાચના કકડાઓ સિવાય તેમની મોટાઇના કાળને છાજે તેવી કોઇ પણ ચીજ મળી આવી નથી આટલુ જ નહિ પણ તે સમયને લગતી પણ ઝાઝી ચીજો હાથ આવી નથી એમ જણાય છે કે પશ્ચિમ કીનારા તરફથી એશિયા માઇનરમાં ઘુમતી મોટામા મોટી ખીણના મુખ આગળનુ આ શહેર પાછલા કાળમા એટલું બધું અગત્યનું હતુ, તેને એટલી સખત શિક્ષાએ ખમવી પડી હતી અને તેનામાં એટલા બધા ફેરફારો કરવામાં આવ્યા હતા કે તેની શરૂઆતની મોટાઇનાં ચિહ્નો ખૂણાખાંચરા સિવાય કઇ પણ ટકી શકે નહિ આરટેમીસના મહાન દેવળની નવી બાંધણી નીચે દબાઇ રહેલો પ્રાચીન ચીજોનો એક મોટો ખજાનો બ્રીટીસમમાંથી મળી આવ્યો છે ખરો, પણ અહીંઆ પણ ઓસ્ટ્રીયનોના લાંબા ખોદકામ પછી ખુદ શહેરમાથી કાંઇ જડયું નથી તેના શરૂઆતના પડ ઉપર મહાન રોમન મહેલોના ખડીયરો આવેલા હોવાથી ખોદકામ કરવામાં ઘણી અડચણો પડે છે, એટલું જ નહિ પણ ખોદનારાઓને રોમન મકાનો છોડીને બીજા ઉપર દ્રષ્ટિ ફેરવાનુ મન થતું નથી સામોસ અને કીઓસની માફક લેનશીડી જેમા એપોલોનું દેવળ અને મેકેડ વે આવેલાં છે તેણે આપણે માટે નાનો પૂતળાનો એક સગ્રહ જાળવી રાખ્યો છે રહોડસમાથી આપણને પ્રાચીન

સોનેરી કામ અને રંગીન વાસણો મળ્યાં છે, કલેઓમીનીમાંથી પથ્થરની રંગીન કબરો મળી આવી છે અને ઘણુંખરું બહારગામ મળતાં પણ ત્યાંજ તેમજ એશિયા માઇનરમાં બીજી જગ્યાએ બનાવેલાં માટીનાં રંગીન વાસણો પણ આપણા હાથમાં આવેલાં છે. ઇ. સ. પૂર્વે ૬૦૦ ના ગ્રીક સુધારાની મહત્તા આ ચીજોથી માલુમ પડે તેમ નથી. સારે નસીબે, આપણને જે મળ્યું છે તેના કરતાં જમીનમાં હજુ ઘણું દટાયલું છે. માઇસીનમ અને ઇફીસસને બાદ કરીએ તો એનેટોલીયન કીનારા પરનાં અગર તેની નજદીકનાં પ્રાચીન ગ્રીક શહેરોને માટે તો ઘણે ઉંડે સુધી અને રીતસર ખોદી શકે એવા માણસોની જરૂર છે; પણ બીજાં કેટલાંક શહેરોને માટે તો બહુ ઉંડું ખોદવાની પણ જરૂર નથી. પોતાની સ્વતંત્રતા અને આબાદાનીના સમયમાં એરિયાટીક ગ્રીકોએ તેમના યુરોપીયન જાતભાઇઓની માફક સ્વરાજ્ય ભોગવતા, સ્વનિષ્ઠ અને એકબીજાથી અલગ રહેતા શહેરી–રાજ્યોની સંપૂર્ણ રીતે સ્થાપના કરી હતી. તેમનો સમાજ આપમતલબીયાં અને એકલવાયાં રાજ્યોમાં વ્હેંચાઇ ગયો હતો, અને તેમનામાં સુધારો જેમ કાચના ઘરમા છોડવાઓ વૃદ્ધિ પામે છે તેમ વૃદ્ધિ પામતો હતો, પણ તેમનાં રાજ્યોમાં પ્રજામતની સત્તા નહોતી અને તેઓને પ્રજાપણાનું ઘણુંજ થોડું ભાન હતું. આ ખામીઓને લીધે ભવિષ્યમાં તેમને ઘણું જ સોસવું પડતું હતું સામાન્ય ઉત્સવો ઉજવવાને તેમણે "બાર આયોનીયન શહેરોની" અને દક્ષિણ–પશ્ચિમની "ડોરીયન હેકઝેપોલીસ" જેવી મંડળીઓ સ્થાપી હતી અને તેમાં સર્વને લગતી રાજકીય બાબતો ચર્ચાતી હતી. આમ છતાં પણ તેમની જુદા થવાની ઇચ્છા, જેને ઘણાંખરાં શહેરી–રાજ્યોની આસપાસ મજબૂત સરહદો આવવાથી ટેકો મળતો હતો, તે વારંવાર પ્રકટી આવતી હતી. યુરોપીયન ગ્રીસમાં પણ આ જ ઇચ્છાનું પ્રાબલ્ય હતું. પણ આનાથી આખરે જે આફત આવવાની

હતી તેમાંથી યુરોપીયન ગ્રીસનો મોટો ભાગ ટાપુરૂપે હોવાથી અને યુરોપ તરફની મરહદ ઉપર કોઇ મજબૂત પરદેશી રાજ્ય નહિ હોવાથી જ્યારે તે ઘણો વખત સુધી બચી શક્યું ત્યારે એશિયાટીક ગ્રીકોને માટે તો અંદરના ઉચ્ચ પ્રદેશની પશ્ચિમ કીનારી પર એક બાદશાહી મત્તા સ્થાપવાની માથે જ વિપત્તિ લખી મુકેલી હતી. આથી મત્તા હમણાં પ્રગટ થઇ હતી; અને એશિયાટીક ગ્રીકોએ જો આંખો ઉઘાડીને જોયું હોત તો તેમને ઇ. સ. પૂર્વે ૬૦૦ માં ચેતવાની જરૂર જણાઇ હોત. આ દરમ્યાન ગ્રીસના પૂર્વ ભાગમાં એશિયાટીક વેપારીઓના ટોળેટોળાં આવતા હતાં અને ગ્રીકો પણ એશિયામા ઘણે દૂર સુધી ઘુમવા માંડયા હતા. તેમની અસર પણ તેમની જોડેજ ફેલાવા માડી હતી. ઇજીયનના સૌથી પ્રાચીન આરટે-મીસીયનમાં જણાયલું હાથીદાતનુ કોતરકામ મૂળ ટીગ્રીસના પ્રદેશ-માથી આવેલી ઢબ મુજબ કરાયલું હતું. રહોડ્સમાં ઝવેરાતના દાગીના બનાવનારા સોનીઓ તથા માઇલેટસનું બાલોરી કામ અને કલેઝોમીનીની કબરો રંગનારા કારીગરો પણ એજ રીત પ્રમાણે કામ કરતા હતા, ચોપડાની બીજી બાજુએ—જો કે તેમનો પોણો ભાગ આપણી દૃષ્ટિએ પડયો નથી—આપણે લીડીયાની લિપિ અને ફ્રીજીયાના ખડકમાથી કોતરેલી ત્રિકોણાકાર આકૃતિઓ લખવાની છે. ગોરડીયનમા તેમજ મીસીયાથી તે પેમફીલીયા સુધીમાં પશ્ચિમ ઉચ્ચ પ્રદેશપર બીજી જગ્યાઓએ કબરો પર ઉભી કરેલી ટેકરીઓમાંથી મળી આવતાં કાંસાનાં વાસણો અને માટીની તેમજ નાનીહુંનાની ચીજોના ઘાટ તથા ચિત્રકામ પણ ગ્રીકોને નામે ચઢાવવું પડશે. "જેવાન"ના માણસો જેઓ સીરીયન સમુદ્રમાં સો વર્ષથી સર્વોપરી હતા તેઓ એઝકીયેલની પાસે મોટા ધાતુકામ કરનારા તરીકે પ્રખ્યાતિ પામ્યા હતા, અને સાઇપ્રસમાં તેઓએ પૂર્વની કારીગરી જોડે પોતાની કારીગરી ઘણો વખત થયાં એક કરી દીધી હતી.

આ પ્રકરણની શરૂઆતમા જ વાંચકોને લાગ્યું હશે કે ઈ સ પૂર્વે ૬૦૦ મા પૂર્વમા રાજકીય ફેરફારો કરતાં સામાજિક ફેરફારો ઘણા ઓછા પ્રમાણમા થયા હશે, અને આખરે થયતુ પણ તેમજ જણાય છે આસીરીયન સામ્રાજ્ય એટલુ બધુ મોડુ પડયુ હતુ કે તેના ક્ષેત્રફળમા મોટા સામાજિક ફેરફારો થઇ શકે તેમ નહોતુ એટલુ જ નહિ પણ તે ક્ષેત્રફળના મોટા ભાગ પર હજી કેલ્ડીયન રાજાઓ મેમીટીક રાજ્યપદ્ધતિ પર જ રાજ્ય કરતા હતા આ રાજ્યનુ કેન્દ્રસ્થાન નીનેવેહ કે બાબીલોનમા હોય તેથી રૈયત પર કશી અસર થવાની નહોતી ઝોરેસ્ટરનો ધર્મ પાળતા મીડી રાજાને બાદ કરીએ તો કોઇ પણ નવો ધર્મ પ્રાચીન પૂર્વમા આવ્યો નહોતો તેની શરૂઆતની લૂટો તેમજ છતોથી ઘણુ કરીને ધર્મ ઉપર ઝાઝી અસર થઇ નહોતી જે મહાન અનુભવ યાહુદીઓને એક નિર્માલ્ય અને જગની પહાડી લોકમાથી એક કેળવાયની વેપારી અને મહાન શકિતઓ ધરાવતી એક સ્વદેશવાસી પ્રજામા ફેરવી નાખવાનો હતો તે ખરેખર શરૂ થયો હતો, પણ તેની અસર પ્રજાના ઘણા થોડા ભાગ ઉપર થઇ હતી અને તેથી તેનુ કાઇ પરિણામ બહાર પડયુ નહોતુ ઇરાનીઓનો પ્રથમનો મજબૂત હલ્લો અને રશીયામાથી ધીમે ધીમે ઉતરી આવતી ઇંડો-યુરોપીયન જાતો જેઓ ઇતિહાસની આરમીનીયન પ્રજામા વૃદ્ધિ પામવાની હતી તેઓ ૮૦૦ અને ૬૦૦-ની વચ્ચે નજદીક આવતા ફેરફારોની મોટામા મોટી નિશાનીઓ છે આ કથનમાં એક અપવાદ છે અને તેની અગત્ય આપણા હવેના અવલોકનમા જણાશે આ બીના તે ગ્રીકોનુ પૂર્વ તરફનુ પ્રયાણ હતુ

---

# પ્રકરણ ૪

## ઈ. સ. પૂ. ૪૦૦ માંનું પૂર્વ

જેવી પાંચમી સદી પૂરી થાય છે કે તરત જ પૂર્વ પર ગ્રીક લોકોએ લખેલો ઇતિહાસ-અજવાળું પાડે છે. જે લોકોના સાહિત્યના ગ્રંથો આપણા જાણવામાં આવેલા છે તેમાં પોતે જે દેશમાં રહેતા હતા તેની હકીકત લખવામાં જ નહિ પણ પારકા દેશોને વિષે પણ શોધખોળ કરીને તેનાં પરિણામો ટકવાની ઇનેજારી રાખવામાં તેઓ પહેલા જ હતા. આપણા હાલના સમય પહેલાં ગ્રીકોએ પૂર્વના લોકો ઉપરાંત પૂર્વની પણ ઘણી માહિતી મેળવી હતી. તેમના લશ્કરી તેમજ બીનલશ્કરી લોકનાયકો વિજ્ઞાનીઓ, પંડિતો અને ઘણાખરા વેપારીઓ ઉપરાંત તેમના હજારો સિપાઇઓ પણ એશિયામાં જઇ આવ્યા હતા. સોલન, હીપીયાસ અને થેમીસોકલીસ જેવા એથેન્સના વડા શહેરીઓનો પૂર્વના દરબારમાં સત્કાર કરવામાં આવ્યો હતો અગર તેઓ પૂર્વના રાજાઓની જોડે યુદ્ધમાં ગયા હતા; અને આમના કરતાં પણ વધારે પ્રખ્યાત એક અલશીબીયડીસ થોડા વખત પર જ પરશીયન સુબા જોડે •રહી ગયો હતો. ક્રોટનના ડેમોસીડીસ, કોમના એપોલોનાઇડીસ અને સીનડસના ટીસીઆસો જેવા ગ્રીક વૈદ્યોએ ઇરાની રાજારાણીઓને તેમના રાજ્યમહેલમાં દવા કરી હતી. હેલીકાર્નેસસના હેરોડોટસે ઘણું કરીને બાબીલોન જોયું હતું અને ખાતરીથી સીરીયાના મોટા ભાગની મુલાકાત લીધી હતી. ટીશીયાસ સુસામાં રહ્યો હતો અને ઇરાની મહારાજ્યના ઇતિહાસને માટે તેણે સામગ્રી એકઠી કરી હતી. ભૂમધ્ય સમુદ્રથી તે ટીગ્રીસ સુધી અને ટીગ્રીસથી તે કાળા સમુદ્ર સુધી એટીકાના ઝેનોફોનનાં પગલાં સંભળાયાં હતાં અને તેની જોડે દસહજાર કરતાં પણ વધારે ગ્રીકોએ

કુચ કરી હતી. આ ત્રણ પંડિતોના ગ્રંથો આપણા લગી પૂરી અગર અધુરી સ્થિતિમાં ઉતરી આવ્યા છે એટલુંજ નહિ પણ પાછલા ગ્રંથકારોના ફકરાઓ, વિવરણો અને સંક્ષિપ્ત ગ્રંથોમાંથી ૪૦૦ પહેલાંના પૂર્વ પરની ઘણી નોંધો મળી આવી છે. આ ઉપરાંત હજુ પણ આપણી પાસે કેટલાંક પુરાણાં ખતો છે. ઇરાની મહારાજ્યની ત્રિકોણાકાર લિપિમાં લખાયલી નોંધો જો કે આસીરીયન રાજ્યની નોંધો કરતાં ઓછા પ્રમાણમાં જડી છે, તોપણ હીસટેમપીસના દીકરા ડરાયસે બહીસ્તનના ખડક ઉપર કોતરાવેલા અમૂલ્ય ઐતિહાસિક લેખો તેમાં છે. વળી ઇરાની હાથ તળેના ઇજીપ્તના ચિત્ર-પલ્લવી લિપિમાં લખાયેલાં ધાર્મિક અને સામાજક વચનો ઉપરાંત સેમીટીક સીરીયાના અને પુરાણા ગ્રીસના થોડાક પણ લેખો ( Texts ) આપણી પાસે છે. આ ઉપરાંત પૂર્વના બીજા ભાગોમાંથી પણ પરચુરણ ચીજો મળી આવી છે; અને જો કે તેમના પર લેખો કોતરેલા નથી તોપણ તે ભાગોના સમાજ તથા રહેણીકરણી વિષે માહિતી આપવાને તેઓ પુરતી છે.

## ( ૧ ) ગ્રીકોનું પૂર્વ તરફનું પ્રયાણ

ગ્રીકો ઘણા વખતથી પૂર્વ તરફ ધસતા હતા. ગયા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે ત્રણસોથી પણ વધારે વર્ષ ઉપર લેવાન્ટના સમુદ્રમાં તેનો ઘણો ભય હતો. ત્યારપછી એક સદી પૂરી થતા પહેલા તેઓ ઇજીપ્તમાં પેઠા હતા. ઇજીપ્તીઓના એસીરીયા સામેના એક બળવામાં મદદ કરવાને પ્રથમ તેમને ભાડુતી લશ્કર તરીકે લાવવામાં આવ્યા હતા, પણ તેઓ નાઇલની ખીણમાં લઢવાને જ નહિ પણ વેપાર કરવાને પણ રહ્યા. પોતાનો અર્થ સાધવાને સાઇટ ફેરાહો સેમેટીકસને તેમની પહેલવહેલી મુલાકાત કરાવનાર લીડીયન રાજા ગીગીસ હતો. પણ ઇજીપ્ત

શરૂઆત કેનોપીક નાઈલના સૌથી નીચા ભાગ આગળ માઇલીટસે એક કારખાનું કાઢવાથી થઇ હતી. આ મથક ઉપરાંત ઇજીપ્તમાં ભાડુતી ગ્રીક લશ્કરની બે જાથુકની છાવણીઓ હતી. એક ડેપનીસ આગળ એશીયામાંથી આવવાના રસ્તા ઉપર ચોકી રાખતી હતી અને બીજી મેકડીસ આગળની ગજ્યધાની ઉપર દાબ રાખતી તથા ઉપલા ઇજીપ્તમાં જવાના રસ્તા ઉપર ચોકી કરતી હતી. આ ત્રણેએ મળીને સાતમી સદીમાં નાઇલના મુખ આગળ આયોનીક સુધારો દાખલ કરવા માડયો આયોનીયા અને કેરીયાના સૌથી સુંદર માટીકામ વિષેનું આપણુ જ્ઞાન તેમનાં જે વાસણો ઇજીપ્ત મોકલાવેલા હતા તેમના ડેપનીસ, મેમ્ફીસ અને એક બીજા ગ્રીક મંસ્થાન નોક્રેટીસ આગળથી જડેલા ટુકડાઓ પર સૌથી વધારે આધાર રાખે છે. આ સંસ્થાન ( હમણા જણાવીશું તેમ ) થોડાક સમય પછી પ્રથમના માઇલીટસના કારખાનાને બદલે સ્થાપવામા આવ્યું હતું. પરદેશી વાસણો જેઓ પર નગ્ન આકૃતિઓ કાઢવામાં આવી હતી, અને જેનાથી ઇજીપ્તના સાધારણ લોકોની લાગણી દુખાતી તેઓ જો કે ગ્રીક થાણાઓની બહાર બહુ ફેલાયાં નહોતાં તોપણ તેમની કારીગરીથી સાઇટ કાળની ઘણી ઉચ્ચ કળાપર ઝાઝી અસર થઈ. તેઓએ દેશી કારીગરીને એક નવો જન્મ આપ્યો; અને તેના અતિશય સૂક્ષ્મતા અને નાજુકાઇનાં લક્ષણો ( Characteristics ) ટોલેમીના કાળમા ગ્રીક સુધારાના એક નવીન ફેલાવાથી મજબૂત થતા સુધી ટકી રહ્યા

છઠ્ઠી સદીની શરૂઆતમાં નીચલા ઇજીપ્તમાં ગ્રીકો એટલા બધા ઉપયોગી અગર ભયંકર થઇ ગયા હતા કે ઇજીપશ્યન શહેર પીયેમરોની પાસે તેમને એક અલાયદી જગ્યા કાઢી આપવામા આવી હતી, અને હેરોડોટસના કહેવા પ્રમાણે નવા આવનારાને ત્યાંજ જવા દેવામા આવતા હતા પીયેમરોના આ નવા પરાનું નામ નોક્રેટીસ

રાખવામાં આવ્યું હતું, અને એશીયાટિક ગ્રીકોનાં નવ શહેરોએ ત્યાં એક સામાન્ય દેવળ કર્યું હતું. તેમનામાંની દરિયાઇ વેપાર કરનારી બીજી કોમોએ પણ પોતાનાં ખાસ દેવળો બાંધ્યાં હતાં અને તેમને દરેકને માટે જુદી જુદી જગ્યાઓ હતી. ગ્રીકો ઇજીપ્તમાં સ્થાયી રહેવાને આવ્યા હતા. નોક્રેટીસનાં ખંડિયેરો પરથી આપણને જણાય છે કે ઇરાની સત્તા કે જે છઠ્ઠી સદીના અંત પહેલાં સાઇટની જગાએ આવી હતી, તેના વખતમાં ઠેઠ સુધી આયોનીયા, એટીકા, સ્પાર્ટા, સાઇપ્રસ અને બીજાં ગ્રીક શહેરોમાંની પેદાશો હરહંમેશ ઇજીપ્તમાં આવ્યાં કરતી હતી. જ્યારે હેરોડોટસ ઇજીપ્ત ગયો ત્યારે આ જગ્યા પૂર્ણ બહારમાં હતી; અને ગ્રીક પ્રજાએ બધો દેશ કબજે કરીને દરિયાકિનારે એલેક્ઝેન્ડ્રીયામાં ગ્રીક સુધારાની સ્થાપના કરી ત્યાંસુધી તેની આબાદાની ચાલુ રહી.

## (૨) ફીનીશીયન વહાણવટીઓ

શીલીશીયામાંના સંસ્થાનીઓ અને ગ્રીક ચાંચિયાઓ તેમજ નાઇલના મૂળ આગળના ભાડુતી ગ્રીક સીપાઇઓ અને વેપારીઓને લીધેજ પૂર્વ અને પશ્ચિમને એકબીજાની પિછાન થઇ હતી એમ કાંઇ નહોતું. એશિયા માઇનરમાંનાં આયોનીયન અને ડોરીયન શહેરોના કારીગરોને મેસોપોટેમીયન નમુનાઓ લાવી આપવામાં અને મેસોપોટેમીયા તથા સીરીયામાં આયોનીયન નમુનાઓ લઇ જવામાં બીજાં તત્ત્વો પણ કામ કરી રહ્યાં હતાં. એક બાજુએ ઇફીસસના પુરાણા આરટેમીસીયમમાંથી મળી આવતું હાથીદાંતનું કામ, ઝવેરાત અને બીજી ચીજોના ઘાટ અને નકશીકામમાં તેમજ માઇલીટસમાં બનતા રંગિત માટીકામ પરનાં ચિત્રોમાં મેસોપોટેમીયન અસર જણાય છે; અને બીજી બાજુએ ટીગ્રીસ ઉપર કલાહમાંથી મળી આવતા નવમી સદીના હાથીદાંતના કોતરકામમાં ગ્રીક અસરનાં પરિ-

ણામો ચોકખાં જણાય છે. પણ આ પરિણામો કઇ રીતોથી આવ્યાં તે એટલું બધું સ્પષ્ટ નથી. એકબીજાની ઉપરની આ અસરોમાં જો કે ફીનીશીયનો અને લીડીયનોનો હાથ ખાતરીથી હતો તો પણ આમાંથી દરેક પ્રજા તે અસરોને માટે કેટલી જોખમદાર હતી તે આપણે ખાતરીથી કહી શકીએ તેમ નથી. આ ઉપરાંત તેઓ એકલા જ આડતીઆઓ હતા કે કેમ અગર આમાંની એક પણ બાજુ જોડે તેમના કરતાં વધારે ધાડો સંબંધ ધરાવનારા બીજા આડતીઆઓ હોય તો તેઓ તેમનાથી સ્વતંત્ર રહીને કામ કરતા હતા કે કેમ તેની પણ આપણને ખાતરી નથી. ફીનીશીયનોને આપણે છેલ્લે જોયા તેના કરતાં તેઓ ઘણા આગળ વધી ગયા છે. હરકયુલીસના સ્તંભો (Pillars of Hercules) તરફ જતાં લગભગ અડધે રસ્તે તેઓએ કારથેજની સ્થાપના કરવાથી ટાયરને જોઇએ તેટલાં આફ્રીકન બંદરો મળી ચુકયાં. આ બંદરો ઇજીપ્તની તેમજ ગ્રીક સરહદની બહાર હતાં અને તેમના વડે નવમી સદીના અંત સુધીમાં પશ્ચિમ ભૂમધ્ય સમુદ્રનો વેપાર હાથ કરવાને તે શકિતમાન થયું. પશ્ચિમ સીસીલી, સારડીનીયા અને સ્પેનના ઉપસંસ્થાનો સ્થાપીને થોડાક સમય સુધી તો તેણે ભૂમધ્ય સમુદ્રને એક ફીનીશીયન સરોવરમાં ફેરવી નાંખ્યો. તેની પહેલાં તેની જગ્યાએ ત્યાં કોઇ ગંભીર પ્રતિસ્પર્ધી નહોતો; તેમજ તેના હકમાં ભાગ પડાવવાને મોડેથી જ્યાં સુધી તે રોમને છંછેડશે નહિ ત્યાં સુધી કોઇ આવવાનું પણ નહોતું. સીસીલી અને ઇટાલીમાંનાં જે ગ્રીક સંસ્થાનો પશ્ચિમાભિમુખ હતાં તે તેની સામે થવાને પ્રથમથી જ અશકિતમાન નીવડયાં અને વેપારની શરતમાં તરત જ પાછળ પડી ગયાં; તેમજ બીજા મુલકમાં આવેલાં એકાદ બે ગ્રીક સંસ્થાનો પણ કાંઇ વધારે કરી શકયાં નહિ. બીજી બાજુએ ભૂમધ્ય સમુદ્રનો પૂર્વભાગ જો કે તેના ઘરનો દરિયો હતો તો પણ, ત્યાં વેપારી

શ્રેષ્ઠતા સ્થાપવામાં ટાયર કદી પણ ફતેહમંદ થયું નહિ; અને જ્યાં સુધી આપણે જાણીએ છીએ ત્યાં સુધી તેણે તે સ્થાપવાની તસ્દી પણ લીધી નહિ. તે પ્રદેશ ઇજીયન ખલાસીઓનો હતો અને ફીનીશીયનોની માંભરણમાં 'તેઓ જ ત્યાં વેપાર કરતા. થોડાક સમય પર થઇ ગયેલા મીનોઆના ક્રીટનો અને આગ્ગોલીમના લોકોએ તેમજ આયોનીયન અને એઓલીયન ચાંચિયાઓ તથા માઇલીટસનાં હથીઆરબદ્ધ વેપારી વહાણોએ વારાફરતી સીડન અને ટાયરનાં છૂટાંછવાયાં વહાણો સિવાય બાકી બધાને તે પ્રદેશમાંથી હાંકી કાઢ્યા હતા. સાઇપ્રસ જેટલો પાસેનો કીનારો પણ ટાયરની સત્તા છેક ટોચે પહોંચ્યા છતા સૈકાઓ સુધી પરદેશીઓના હાથમાં રહ્યો સીડોનીયનોનાં વહાણો વિષે જો કે ગ્રીકો અજાણ્યા નહોતા છતા પણ હોમરની કથાઓમાં તેમને માટે ઘણું થોડું કથન કરવામાં આવે છે, અને ગ્રીકોની બીજી પ્રાચીન દંતકથાઓ જેઓ ગ્રીસના કીનારા પર ફીનીશીયન વહાણોની મુલાકાત વિષે કહે છે તેમનાથી પણ સિદ્ધ થાય છે કે તેમનું આગમન એ એક ઘણો જુજ બનાવ હતો લોકોમાં તેથી ઘણું આશ્ચર્ય થતું હતું, અને તે તેમની માંભરણમાં ઘણા કાળ સુધી રહેતું હતું. ફીનીશીયન વહાણોની શરૂઆતની મુલાકાતોમાં ગ્રીકોને તેમના ખલાસીઓ વિચિત્ર લાગતા હતા, અને તેમના માલમાં તેમને એક નવીન મજાહ પડતી હતી, એમ ગ્રીક વાતો ઉપરથી જણાય છે.

પણ આવી મુલાકાતો તેઓ વારંવાર લેતા હતા એ વાત નક્કી છે. આઠમીથી તે છઠ્ઠી સદી સુધીના ગ્રીક પડો (Strata)–માંથી મળી આવતા નાના ઇજીપ્તયન દાગીનાઓ આ વાતને પૂરતી સાક્ષી પૂરે છે. તેઓ રહોડઝ, કેરીયા, આયોનીયા, અને પેલોપોનીસમાં સૌથી વધારે પ્રમાણમા મળી આવે છે. પણ પૂર્વ ભાગના ભૂમધ્ય સમુદ્રના ઉત્તર કરતાં દક્ષિણ કીનારા પર ટાએરીયન

વેપાર મુખ્યત્વે કરીને ચાલતો હતો. ક્રીનીશીયન ખલાસીઓ ખાસ કરીને દક્ષિણવાસીઓ હતા. તેઓ કોઇ કોઇ વખત ઇજીપ્ત અને એડ્રીઆટીકનો ટૂંકો પવન ખાતા; પણ તેઓ ખપ શિવાય ત્યાં ફરી પણ જતા નહોતા. આફ્રીકન ક્રીનાશના પ્રદેશો અને સમુદ્રને લીધે મૃદુ થયલાં હવાપાણી તેમને વધારે ગમતાં હતાં.

જો કે એશિયામાં અને યુરોપના શરૂઆતના ગ્રીકોમાં ઇજીપ્શયન સુધારો દાખલ કરનાર ક્રીનીશીયનો જ હતા તો પણ તેમનામાં તેઓએ મેસોપોટેમીયન સુધારો પણ દાખલ કર્યો હતો કે શું? ખોદકામથી મળી આવેલા નમુનાઓ જોતાં આ પાછલો સુધારો દાખલ કરવામાં તેમને પહેલાંના જેટલી ફત્તેહ મળેલી જણાતી નથી. સાઇપ્રસ અને આયોનીયા અગર કોરીન્થ અને સ્પાર્ટામાં જ્યાં જ્યાં ગ્રીક ભૂમિપર મેસોપોટેમીયન અસર અચૂકપણે જણાય છે, ત્યાં ત્યાં ખરેખર ઘણી વખત નક્કી થાય છે કે તેમાં ક્રીનીશીયનોનો હાથ નહોતો. સાઇપ્રસની પુરાણી કારીગરી જોડે (જ્યાં જ્યાં તે એશીયાટીક કારીગરીના ઉપકાર તળે હતી ત્યાં ) શીલીશીયન અને સીરીયાની હાટી કારીગરોનો સંબંધ સૌથી ઘાડો જણાય છે. શરૂઆતના આયોનીયન અને કેરીયન પડોશમાંથી ઇજીપ્શયન લક્ષણો ધરાવતી ઘણી થોડી ચીજો મળે છે. પણ તેમાં એવી ઘણી ચીજો છે કે જેની કારીગરી આખરે મેસોપોટેમીયામાંથી ઉદ્ભવી હોય; અને એશિયા માઇનરમાંની શોધખોળથી ( જો કે તેનું પરિણામ હજુ પુરેપુરું આવ્યું નથી ) જે આયોનીયન 'ના પૂર્વ'માં આવી હતી તેને ઘણી રીતે મળતી આવતી એટલી બધી ચીજો મળી આવી છે કે પશ્ચિમ એશિયામાં મેસોપોટેમીયન અસર મુખ્યત્વે કરીને જમીનમાર્ગે થઇ હશે એમ અનુમાન કર્યા શિવાય છુટકો નથી. યુરોપીયન પ્રદેશ માટે પણ, તેઓમાં પૂર્વની કળા આયોનીયામાંથી આવેલી જણાતી હોવાથી, તે પણ એશિયામાંથી જમીનમાર્ગે જ આવી હોવી જોઇએ.

આથી કરીને બધો વિચાર કરતાં જો કે હેરોડોટસ કહે છે કે ફીનીશીયન ખલાસીઓ એસીરીયન માલ લઈ જતા હતા તે જતા તે માલ પશ્ચિમમાં પહોંચવાની ઘણી થોડી નિશાનીઓ છે, તેમજ ફીનીશયનોને મેસોપોટેમીયા જોડે કાંઇ પણ સીધો વેપાર હોવાની નિશાનીઓ પણ તેવીજ જુજ છે નવમી અને આઠમી સદીના પડમાથી કારકેમીશ અને શેકન્ડગઢી આગળ ખોદકામ કરનારાઓને મળી આવતી નાની ઇજીપ્શીયન ચીજોને માટે તેઓ જવાબદાર હશે પણ આવી ચીજો મુદ્દતીમ ઓળખીને પૂર્વમા લઇ જવાનું તેમના કરતા પણ કરીને હાટી લોકના હાથમાં હતું મેસોપોટેમાયન કળા ઉપરથી નાઇલના પ્રદેશની મોટામાં મોટી અસર નવા એસીરીયન રાજ્યના પાછલા અર્ધ ભાગમાં થયેલી જણાય છે, અને તે વખતે નીનેવેહને પોતાનાજ પ્રાંત ઇજીપ્તની જોડે તેનો સંબધ ટકાવી રાખવાને પરદેશી આરતીઆઓની જરૂર નહોતી આથી કરીને જણાય છે ત્યા સુધી તો ગ્રીક ઇ પૂ ૪૦૦ માંના પૂર્વ વિષે જે કાંઇ જાણતા હતા તેમાંનો ઘણોખરો ભાગ તેઓ ફીનીશીયનો પાસેથી શીખ્યા નહતા, બીજા આડતીઆઓએ તેમા ઘણો મોટો ભાગ લીધો હતો, અને દૂર્વ જોડેનો તેમનો લગભગ બધો વહેવાર લેવાન્ટના સમુદ્ર મારફતે નહિ પણ એશિયા માઇનરમાથી ચાલતો હતો આપણી વાર્તાના આગળના ભાગમા, આસીરીયાના આધેના પૂર્વ પરના પાછલા રાજ્ય વખતે અને તેની જગ્યાએ પાછળથી મીડીસ ને બાબીલોનીયનોના રાજ્ય વખતે આડતીઆઓથી જ ઘણો ખરો વહેવાર ચાલતો, અને તે આડતીઆઓમાં ( જો કે કાંઇક શીલીશીયનોને ગણીએ તો ) લીડીયનો સૌથી વધારે આગળ પડતા હતા વાર્તાના પાછલા ભાગમાં જણાશે કે આ આડતીઆઓ જતા રહ્યા છે ગ્રીસ અને એશીયા વચ્ચેની અડચણો દૂર થઇ ગઇ છે, પૂર્વ જાતે જ પશ્ચિમમા આવ્યુ છે અને વહેવાર સીધો તેમજ તરત પરત થયો છે આમ કેમ બન્યુ અને કઇ ચીજથી ગ્રીક અને પૂર્વવાસીઓ એકબીજાના એવ

થાડા સંબંધમાં આવ્યા કે જેથી કરીને બન્ને પર ઘણીજ અગત્યની અસરો થઇ તે વાત હવે આવશે.

## ( ૩ ) ઇરાનીઓનું આવવું.

આપણે પહેલાં જોઇ ગયા છીએ કે ટ્રીઓમ પ્રદેશની સરહદ પરના પર્વતોની પછવાડે ઉભી થયેલી અને તે પર્વતની ખીણોમાંથી આખરે નદીપરના મેદાનમાં બહાર પડેલી એક સત્તા ઉત્તરના સેમીટિક રાજાઓને કેવી જીવલેણ થઇ પડી હતી. છઠ્ઠી સદીની શરૂઆતમાં આસીરીયા મીડીયનોના હાથમાં ગયું હતું, અને તેઓ આરમીનીયામાં થઇને એશિયા માઇનરમાં ઘુમતા હતા. બાબીલોનીયાના દક્ષિણ સેનાઇટોને પણ આ નવા આવનારાઓની શ્રેષ્ઠતા કબૂલ રાખવી પડી હતી અને થોડીઘણી તાબેદારી પણ ઘણું કરીને સ્વીકારવી પડી હતી. આવી રીતે બધો દક્ષિણ મેસોપોટેમીયા તેમ જ સીરીયાનો ઘણોખરો ભાગ બાબીલોનીયાના તાબાનો હોવાથી માઇરિમ અને તેના ઇરાનીઓ આવે તે પહેલાં પૂર્વના બે તૃતીયાંશ ભાગ પર કાંઇક અંશે એક ઇરાની સત્તા ફેલાતી હતી ઇલામમાંના એનશાનનો અત્યાર સુધી એક અજાણ્યો રાજા કેવી સહેલાઇથી આખું સેમીટિક સામ્રાજ્ય લઇ લેશે અને કેવી ઝડપથી એશિયા માઇનરની છેક પશ્ચિમે ગ્રીક સરહદ ઉપર પણ તેનાં લશ્કરો દેખાશે તે જ્યારે આપણે જોઇશું ત્યારે આ વાત ધ્યાનમાં રાખવી જરૂરી થઇ પડશે. નેબુકેડનેઝર મીડીયન રાજાનો મિત્ર અને તાબેદાર હતો અને તે હેલીસ ઉપર ૫૮૫માં એશિયા માઇનરના દ્વીપકલ્પની લીડીયા જોડે વહેંચણી કરવામાં તેને મદદ કરતો હતો, એ અગત્યની વાતથી જ આપણે ભાગ્યે જ અરધી સદી પછી સાઇરસને બાબીલોન, જેરૂસલેમ અને સારડીસ ઉપર રાજ્ય કરતો જોવાને તૈયાર થઇશું.

ઇરાનીઓનાં જુદાં જુદાં રાજ્યોમાં અને તેના ગીથીયન

મિત્રોમાં બનતા કયા બનાવોથી ઇસ્લામના એક ભાગનો આ રાજા કે જે આમાંના કોઇપણુ ટોળા જોડે સગપણ ધરાવતો હતો કે કેમ એ સંદેહભરેલું છે તે ઉત્તર તથા દક્ષિણના બધા ઇરાનીઓને પોતાના વાવટા નીચે એકઠા કરીને તેમને એક પ્રબળ સત્તામાં ફેરવી નાંખવાને શક્તિમાન થયો, એ આપણે જાણતા નથી. ગ્રીકલોકમાં પ્રચલિત જે વાતો હેરોડોટસ અને ટીસીઆસે આપણને કહેલી છે તેમાં તો સાઇરસને એક મીડીયન રાજાના પૌત્ર તરીકે ( તેના કુદરતી વારસ તરીકે નહિ ) અગર તેના દરબારના એક અમલદાર તરીકે-ગમે તેમ પણ એક ઇરાની તરીકે ગણેલો છે. પણ ત્યાર પછી તરતજ મીડીઓ પર રાજ્ય કરતા ઉત્તરના ઇરાની રાજાઓ કેવી રીતે અદૃશ્ય થઇ ગયા, અને તેમની રૈયત દક્ષિણના વંશની ઇરાની રૈયત જોડે કેવી રીતે મળી ગઇ એનો ફડચો ગ્રીકોએ કરેલો નથી; અને જે વાતથી ગ્રીકો અજ્ઞાન હતા પણ જે આપણે સાઇરસના સમયના અગર તેથી જરા મોડા લેખો ઉપરથી જાણીએ છીએ તેથી તો વાત ઉલટી ગુંચવાડામાં પડે છે; કારણ કે આ લેખો સાક્ષી પૂરે છે કે સાઇરસ પહેલવહેલાં ( આપણે કહ્યું છે તેમ ) ઇસ્લામના રાજા તરીકે જાણીતો હતો અને તે ઘણા વખત પછીજ ઇરાનના રાજા તરીકે જાણીતો થયો. ટીસીઆસ જે સુસા જ્યારે ઇરાનીઓની રાજ્યધાની હતી ત્યારે ત્યાંજ રહ્યો હતો તે હેરોડોટસ જોડે એકમત થાય છે કે સાઇરસે મીડીસ પરની સત્તા મૂળ વંશ પાસેથી જબરજસ્તીથી છીનવી લીધી હતી. પણ હેરોડોટસ વધારામાં લખે છે કે ઘણા મીડીઓએ આ વાત કબુલ રાખી હતી.

આ ગુંચવાડાભરેલા સવાલો ઉપર અહીં વિવેચન થાય તેમ નથી. ટુંકામાં વાત આવી જણાય છે. જ્યારે મીડી લોકો સેમીટીક સામ્રાજ્ય ઉપર ફરી વળીને તેને નબળું પાડતા હતા તે વખતે દક્ષિણ અથવા પરશીયન ઇરાનીઓનો એક ભાગ ... ઉત્તરના ઇરાનીઓની માફક મીથી-

અનોથી દૂષિત થયેલો (ભેળાયેલો) નહોતો તે ઇલામમાં ગયો હતો અને એનસાનમાં તેણે સુસાને રાજ્યધાની બનાવીને પોતાના રાજ્યની સ્થાપના કરી હતી. થોડાક વખત પછી ઉત્તરના ઇરાનીઓમાં તેમના રાજાને માટે ભારે અસંતોષ ફેલાયો અને તે નાખુશ થયેલા લોકોએ એનસાનના રાજાને તેમનું આધિપત્ય લેવાનું આમંત્રણ કર્યું. આ અસંતોષનું કારણ ઘણું કરીને એ હતું કે મીડીયન રાજાઓએ તેમની લડાયક સીથીઅન પ્રજાને કાંઇક મહેરબાની બતાવી હતી. પશ્ચિમ ઇરાનનો મધ્ય ભાગ જે ક્રીયાક્ઝેરીસના બાપ ફ્રેઓરટીસના વખતથી મીડી લોકોના તાબામાં હતો, ત્યાં લડાઇ કરવામાં આવી અને જ્યારે તેમાં એસ્ટીયાજીસના લશ્કરનો મોટો ભાગ શત્રુને જઇ મળવાથી સાઇરસને વિજય મળ્યો ત્યારે તેણે મીડીયન પ્રજાના મોટા ભાગની રાજીખુશીથી મીડીયન સામ્રાજ્યનો કબજો લીધો. આ સામ્રાજ્યમાં તે વખતે મૂળના મીડીયન પ્રદેશ ઉપરાંત આસીરીયા પાસેથી જીતેલા મુલકો જ નહિ પણ ઇલામની પૂર્વનું બધું ઇરાન આવી જતું હતું. અલબત્ત બધા ઇરાને સાઇરસની સત્તા કબુલ રાખી તે પહેલાં થોડોક જ વખત લાગ્યો; પણ જ્યાં એક વખતે આ પ્રદેશ ઉપર પુરેપુરી તેની સત્તા જામી કે સ્વાભાવિક રીતે તે પહેલાં ઇરાનીઓનો અને ત્યારપછી મીડીઓના રાજા તરીકે ઓળખાયો. તેની રાજ્યધાની તેના અસલના સુસામાં જ રહી. તેના મીડીયન પ્રાંતમાંની અને તેની આજુબાજુની સીથીયન પ્રજા અસંતોષી રહી હતી અને તેની સામે લડવામાં જ તે એક દિવસ મૃત્યુને શરણ થવાનો હતો; પણ તેને તેમ જ તેના છોકરાને ઇરાની પ્રજા વફાદાર રહી અને પોતે જે સારું કર્યું હતું તે તરફ પોતાનો અસંતોષ તેના છોકરાના મુવા પછી જ જાહેર કર્યો.

## ( ૪ ) લીડીયાનું પતન.

મીડીયન પ્રાંતોના પશ્ચિમ ભાગમાં સાઇરસની સામે કોઇએ ઝાઝી વિરુદ્ધતા બતાવી હોવી જોઇએ નહિ કારણ કે ઇરાનીઓ અને

મીડીઓ બન્નેએ તેને રાજા તરીકે કબુલ રાખ્યા પછી એકાદ એ વર્ષમાંજ આપણે તેને તેની આધામાં આવી મરહદ હેલીસ ઉપર જોઇએ છીએ, એટલું જ નહિ પણ તેથી આગળ વધીને લુંટ ચલાવતો અને લીડીયાની સત્તાની સામે થતો તે આપણને જણાય છે આ કામમાં તેણે લીડીયાને જાતે જ ઉશ્કેર્યો હતો મીડીયન વંશની જોડે લીડીયાનો રાજા હેલીસ નદી પર થયેલી સંધિ પછી હંમેશા ગાઢી મિત્રતા ધરાવતો હતો, અને તેથી કરીને તેનું પતન થવાથી જે આફત આવી પડી હતી તે ટાળવાનો પ્રયત્ન કરવાની મૂર્ખાઇ ક્રીસસે કરી ક્રીસસ હમણા એશીઆટીમની જગ્યાએ સારડીસનો રાજા હતો. આયોનીયન ગ્રીકોને ખર્ચે લીડીયાનો મુલક ઉજ્જ્યન લગી વધારવાની તેના પિતાની યોજના તેણે ચાલુ રાખી હતી અને તેમા તે ફાવ્યો હતો. તે ઇફીસસ, કાલોફોર્ન અને સ્મર્નાનો ધણી હોવા ઉપરાત માઇલીટમના મુલકમા મોટામાં મોટો ભાગીઓ હોવાથી તે વખતના દુનિયામાં સૌથી ફાયદાકારક એવા એનેટોલીયાના વેપારનો કબ્જો તેમજ ઉપજ તેણે લીડીયાને મેળવી આપી લક્ષ્મી તથા મોજશોખને માટે લોકોમાં લીડીયનો તથા તેમના રાજાનુ નામ કહેવત રૂપ થઇ પડ્યુ હતું, અને તેથી કરીને તેઓ નરમ અને જોમ વગરના થઇ ગયા હતા જો હેરોડોટસની વાત ખરી હોય તો ઇરાનની સરહદ ઉપર વમતા પહાડી લોકોની શ્રેષ્ઠતા વિષે તેઓ જેટલા અજ્ઞાન હતા તેટલાજ તેમની સામે ટક્કર લેવાને તેઓ નબળા હતા ક્રીસસે આથે તેમ જ પાસેના બધા દેવાની ઇચ્છા જાણવાને એલચીઓ મોકલ્યા હેરોડોટસ કહે છે કે તેણે ઓછામા ઓછી ત્રણ વખત ડેલ્ફીનો જવાબ પૂછાવ્યો હતો અને પૂર્વ સહરામા આવેલા એમના દેવળની સુદ્ધાં એક વખત સહાયતા લીધી હતી સ્પાર્ટા અને કદાચ ઇજીપ્ત તેમજ બાબીલોનમા મોકલેના એલચીઓએ લીધેલો વખત બાદ કરીએ તો પણ આ પુછગાછમા જ ઓછામાં ઓછુ એક વર્ષ નીકળી ગયું

હતી. આ બધી શરૂઆતની તૈયારીઓ થઇ ગયા પછી લીડીયન રાજા પશ્ચિમ એશિયામાંથી લશ્કર ઉભું કરીને પૂર્વ તરફ નીકળી પડયો. જ્યારે તે હેલીસ આગળ આવ્યો ત્યારે તે નદીમાં પુર આવેલું તેણે જોયું. ( તે વખતે વસંત ઋતુ ઉતરતી હોવી જોઇએ ) અને મહામહેનતે તે ઓળંગ્યા પછી હાટી લોકનો જુનો દેશ ઉજ્જડ કરવામાં તેણે આખો ઉનાળો ગાળ્યો. આથી કરીને તેને સાઇરસને આયોનીયન શહેરોમાં લીડીયાની પીઠ ઉપર ઘા કરવાને એલચીઓ મોકલવાનો અને તેને જાતને તેના સૌથી પશ્ચિમના પ્રાંતમાં લશ્કર સહિત આવી પહોંચવાને વખત આવ્યો. પાનખર ઋતુની શરૂઆતમાં લડાઇ થઇ આમાં એકે પક્ષની જીત થઇ નહિ પણ કેપેડોશીયાના ઠંડા પહાડી મુલકમાં શિયાળો ગાળવાનો લીડીયનોનો વિચાર નહિ હોવાથી અને વસંત પહેલાં શત્રુ લડાઇ આગળ ચલાવશે એવો તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોવાથી તેઓ ધીમે ધીમે હરમસની ખીણ તરફ પાછા ફર્યા. પણ તેઓ સારડીસ પહોંચ્યા કે તરતજ તેમને ખબર મળી કે ઇરાની રાજા તેમની પૂઠે ધસ્યો આવતો હતો. છેલ્લી લડાઇ લીડીયન રાજ્યધાનીની દીવાલો નીચે જ થઇ અને તેમાં ક્રીસસનો પરાજય થયો. તેના શહેરનો નીચલો ભાગ તાબે કરીને લુંટી લેવામાં આવ્યો અને અંગરક્ષક સાથે કિલ્લામાં ભરાઇ બેઠેલો ક્રીસસ બે અઠવાડી યાંમાં સાઇરસનો કેદી થઇ પડયો. આવી રીતે લીડીયાનો તેમજ પૂર્વ અને ગ્રીસની વચ્ચે આવેલા બધાં રાજ્યોનો અંત આવ્યો, પૂર્વ અને પશ્ચિમનો વહેવાર સીધો થઇ ગયો અને તેથી પશ્ચિમને પોતાની ભયંકર સ્થિતિનું ભાન થવા માંડ્યું. ભગવાન માઇલેશીયનો સિવાય સાઇરસે ગ્રીકો જોડે સંધિ કરવાની ના પાડી અને લીડીયાને શાંત પાડવાનું તેમજ માઇલીટસ સિવાય આયોનીયન, કેરીયન, લીશીયન અને પશ્ચિમ કીનારા પરના બીજા બધા ગ્રીક શહેરોને [illegible] કરવાનું કામ પોતાના [illegible] સોંપીને તે પૂર્વમાં પાછો ફર્યો.

## (૫) ઇરાની સામ્રાજ્ય

સાઇરસને જાતે હજુ પૂર્વનો એક પ્રદેશ જીતવાનો બાકી હતો. આ ભાગ જો કે મીડી લોકોનો કંઇક અંશે મિત્ર તેમજ તાબેદાર હતો તો પણ તે તેમણે જીતેલો નહોતો, અને હવે તેને આ નવા ઉભા થયલા વંશની તાબેદારી સ્વીકારવાને કાંઇ પણ કારણ જોયું નહિ. આ ભાગ તે નવું બાબીલોનીયન સામ્રાજ્ય હતું. ઇરાની લશ્કરોએ તેથી કરીને બાબીલોનીયા પર હલ્લો કર્યો. ૫૩૮ ના જુન મહિનામાં ઓપીસ આગળ છેવટની લડાઇમાં નેબોનીડસ હારી ગયો; સીપારા પડયું, અને બેલ–મરડુકના નાખુશ થયેલા ધર્મગુરુઓને હાથે સાઇરસના સરદારને બાબીલન વગર મહેનતે મળ્યું. હેરોડોટસ પોતાની એક પ્રખ્યાત વાતમાં કહે છે કે સુકાઇ ગયેલી યુફ્રેનીસના મુખ તરફ સાઇરસે છુપી રીતે કુચ કરી હતી. પણ આ વાત કહેતી વખતે ડરાયસના બળવા પછી સાઇરસે બાબીલોન પાછું હસ્તગત કીધાની વાત તેના મગજમાં હોવી જોઇએ એમ લાગે છે. આ વાત પાછળથી કહેવામાં આવશે. હાલ તો સાઇરસને હાથે પૂર્વના ઇતિહાસમાનું એક લાંબું પ્રકરણ સમાપ્ત થયું. આ પ્રકરણ તે બાબીલોનની બાદશાહી સત્તાનો ઇતિહાસ. તેણે જાતે તેને પોતાની રાજ્યધાની બનાવી નહિ એટલુંજ નહિ પણ તેની પછી પૂર્વમાં થઇ ગયેલા કોઇ પણ રાજાએ તેમ કર્યું નહિ. એલેકઝેન્ડરને કદાચ તેનો બાદશાહી દરજ્જો પાછો લાવવાનું મન હતું પણ તેનો વારસ સેલ્યુકસ પોતાનો વારસો નક્કી થયો કે તરતજ આ શહેરને અત્યારે આપણે જોઇએ છીએ તેવું ધુળધાણી થઇ જવાને પડતું મુકીને ટીગ્રીસ અને ઓરોન્ટીસ નદીના કિનારા તરફ જતો રહ્યો. બાબીલોનીયન રાજાઓના સીરીયન પ્રાંતો હક્ક પ્રમાણે જીતનારના હાથમાં ગયા; પણ ઘણું કરીને સાઇરસને જાતે ખરેખરા તાબામાં આણવાને તેમને અવકાશ તેમજ લાગ મળ્યો નહિ. સી"

કરતી હતી તેને તાબામાં આણવાને તેણે પોતાની જીંદગીનો છેલ્લો દાયકો ઇરાનમાં અને ઉત્તર–પૂર્વ મુલકમાં કાઢયો; અને એરેકસીગની પેતી પાર આખરે સીથીયનોને લડવાની ફરજ પાડી. પણ તે લડાઇમાં તે હાર્યો અને માર્યો ગયો. આમ છતાં પણ કેમબીસીસે સીરીયામાં પોતાના બાપનું અધુરૂં રહેલું કામ પૂર્ણ કર્યું, એટલુંજ નહિ પણ તેથી પણ આગળ વધીને તેના પિતાના કહેવાતા વિચાર પ્રમાણે ઇજીપ્ત જીતીને તેને પરદેશી સત્તા તળે આણ્યું આ પરદેશી સત્તા રહીરહીને લગભગ બસો વર્ષ સુધી ત્યાં ચાલવાની હતી. છઠ્ઠી સદીના અંતમાં ઇતિહાસમા પહેલીજવાર આપણું પૂર્વ એકજ સામ્રાજ્યની ગુંમરી નીચે આવ્યું, અને એરેકસીસથી તે ઉપલી નાઇલ સુધી અને ઓકસસથી તે ઇજીયન સમુદ્ર સુધીના પ્રદેશ ઉપર રાજ્ય કરતી એક રાક્ષસી સત્તા સામે ગ્રીકોને પશ્ચિમના દરવાજામાં ઉભા રહેવાનો સમય આવ્યો.

પણ આપણને વધારે વિસ્તીર્ણ ઇતિહાસમાં લઇ જાય એવા એક વિગ્રહની ઉપર વિચાર કરવામા ગરકાવ થતાં પહેલા, પૂર્વની આ નવી આવેલી સત્તા કયા પ્રકારની હતી અને તેમાની જે જે પ્રજાઓએ પાછળની તવારીખમાં અગત્યના ભાવ ભજવ્યા છે તેમની તે વખતની સ્થિતિ કેવી હતી તે જોવાને આપણે થોડીકવાર થોભીશું. વિશ્વાસપાત્ર ઇતિહાસમાં આ નવી આવેલી સાર્વભૌમ સત્તા પહેલીજ વખત સેમીટીક નથી, એટલુંજ નહિ પણ અત્યાર સુધીમા પશ્ચિમના લોક જોડે સંબંધ ધરાવતી કોઇપણ પૂર્વની પ્રજા કરતા તેમને વધારે મળતા આવતા એક ઘણાજ શુદ્ધ આર્યન લોકના હાથમાં તે સત્તા હતી. ઇરાનીઓ એલેરોડીયાના જંગલી લોકથી નોખા રહેલા હતા અને સેમાઇટોની ધર્મગુરુઓ વડે રાજ્ય ચલાવવાની પદ્ધતિ અને ભટકવાના સંપ્રદાયમાથી મુક્ત હતા. તેઓ બળવાન, કરકસરિયા, ખેતીવાડી કરનારા, ઘણા વખતથી સામાજિક ઐક્ય ધરાવતા અને

ઇશ્વર સંબંધી ઉંચી ધાર્મિક ભાવના ધરાવનારા પહાડી લોકો હતા. તેઓ ઇરાનના વિશાળ ઉચ્ચ પ્રદેશમાંથી બહાર પડયા તે પહેલાં ઘણું કરીને બહોળા પ્રદેશ ઉપર રાજ્ય કરવાની પદ્ધતિથી તદ્દન અજાણ્યુ નહોતા. ગમે તેમ પણ તેમની તીવ્ર બુદ્ધિને લીધે જીતાયલા મુલકમાં પ્રચલિત રાજ્યવ્યવસ્થાનો લાભ લેવાને તેઓ શક્તિમાન થયા; કારણ કે એસીરીયન રાજ્યપદ્ધતિનો અવશેષ નવા બાબીલોનીયન અને કદાચ મીડીયન રાજ્ય તળે પણ ટકી રહ્યો હતો. ત્યારપછી કેમ્બેસીસને ઇજીપ્તમાં થયેલા અનુભવથી ડરાયસને થોડું ઘણું શીખવાનું મળ્યું હશે. આ ડરાયસને ઇતિહાસકારો ઇરાની રાજ્યની વ્યવસ્થા પૂરી કરવાનું માન આપે છે. આના રાજ્યથીજ બાદશાહી રસ્તાઓ પર થઇને જવાની ટપાલથી મધ્યબિંદુ જોડે પ્રાંતોનો નિયમિત સંબંધ શરૂ થયો. તેના અમલમાં ઘણા અમલદારોના હાથમાં રાજકીય સત્તા સોંપાઇ હતી. આ અધિકારીઓ કંઇ હમેશાંજ રાજ્ય કરતી પ્રજામાંથી આવતા નહોતા અને તેઓ એકબીજાથી સ્વતંત્ર હોઇ ફક્ત બાદશાહનેજ જવાબદાર હતા. આ લોકો પ્રાંતોમાંથીજ પોતાનો ઉદરનિર્વાહ કરતા. પણ તેમની મોટામાં મોટી ફરજ એ હતી કે જ્યારે જોઇએ ત્યારે બાદશાહને પૈસાની અમુક રકમ અને અમુક સંખ્યામાં લડાયક માણસો મેળવી આપવાં. સામ્રાજ્યનાં ઘણાં શહેરોમાં રાજાને માટે નિવાસસ્થાનો બાંધેલાં હતાં અને તે ત્યાં ઘણી વખત રહેતો. તેના સુબાઓને પોતપોતાના મુલકમાં શાંતિ રાખવાને અને પોતાની બુદ્ધિ અનુસાર પરદેશી રાજ્યો જોડે વ્યવહાર ચલાવવાને પણ ઘણી છૂટ હતી.

જો આપણે એસીરીયન રાજ્યપદ્ધતિ જોડે ઇરાની રાજ્યપદ્ધતિ સરખાવીશું તો ત્યાં પણ એક મોટી ભૂલ માલમ પડશે. તેની આગળ થઇ ગયેલા નીનેવેહના રાજાઓની માફક સુસાનો મહાન રાજા પણ તેની પ્રજાના હિતાર્થે કાંઇપણ કરવાને અગર તો તેમની પાસેથી

તે જે કાંઇ લેતો તેનો બદલો વાળવાને પોતે બંધાયલો હોય એમ માનતો નહોતો. પણ એક બાજુએ જ્યારે ઇ. પૂ. ૬૦૦ માં કોઇપણ વધારે સારી રાજ્યપદ્ધતિ વિચારવા લાયક નહોતી, અને નવમી સદી સુધી ખરેખર કોઈ પણ બીજી પદ્ધતિ વિચારાઇ અગર અમલમા મુકાઇ નહોતી, ત્યારે બીજી બાજુએ આસીરીયન રીત કરતા ઇરાની રીતથી તેની ખરાબ અસરો ઘણી ઓછી થઇ હતી. સેમીટીકોની માફક ઇરાનીઓમા દરવર્ષે લુંટવા જવાનો ચાલ નહિ હોવાથી તેમના રાજ્યમા લશ્કરી નોકરીની ફરજ સહન થઇ શકે તેવી હતી, તેમજ તેમની સરહદ પરના પાડોશીઓ વારંવાર છંછેડાતા નહોતા; તેવીજ રીતે તેઓ સેમીટીકોના એકેશ્વરવાદમાથી મુક્ત હોવાથી પોતાનો ધર્મ બીજાની પાસે પરાણે પળાવતા નહિ ઇરાની મહારાજ્ય વિશાળ હોવાથી, તેની સત્તા વહેચી આપેલી હોવાથી, અને વહેવારનાં સાધનો સંપૂર્ણ નહિ હોવાને લીધે પ્રાંતિક લોકોને મરજી મુજબનો ધર્મ પાળવા દેવાથીજ તે ટકી શકે તેમ હતું; અને આ છેલ્લા કામમાં તે ઘણુંજ નિયમિત હતું. તેના રાજ્યમાંના ગ્રીકો તેમજ યાહુદીઓ વિષે આપણે ઘણું જાણીએ છીએ, પણ આસીરીયન રાજ્યની માફક ત્યા ધાર્મિક અને સામાજિક જુલમના દાખલા જોવામાં આવતા નથી. પશ્ચિમ એશિયા માઇનરમાં, બધો વિચાર કરતાં, ઇરાની સુબાઓ લોકોની ધાર્મિક લાગણીને ઘણુંજ માન આપતા અને પોતે પણ તે પ્રમાણેજ ચાલતા; અને જુડીયાના યાહુદીઓએ ઇરાની રાજાઓ તળે તેમનો છુટકારો થવાની અને તેનો વૈભવ પાછો મળવાની જે આશા બાંધી હતી તે ખરી ઠરી હતી. સુલેહના વખતમા ઇરાની પ્રજામાથી જુલમનો એક પણ પોકાર આપણા સાભળવામાં આવ્યો નથી. જો કે એશિયાનાં ગ્રીક શહેરોમાં ઇરાની રાજાઓએ એકલે હાથે રાજ્ય કરીને ગ્રીક રાજ્ય લોકોની લાગણી વિરુદ્ધ કામ કર્યું હતું, છતાં ત્યા પણ તેમને જે રાજ્યપદ્ધતિ તળે તેમના ( ગ્રીકોના ) ઘણાં-

ખરાં શહેરો પૈસાદાર થયાં હતાં તેજ પદ્ધતિ ચાલુ રાખી હતી. લોકોની સ્વતંત્રતાની ગેરહાજરી સિવાય તેમને બીજું કશું દુઃખ નહોતું એ વાત સ્પષ્ટ છે. પણ એ છૂટ જ્યારે તેઓ સ્વતંત્ર હતા ત્યારે પણ તેઓમાંના કેટલાકે ભાગ્યેજ ભોગવી હતી. સુબાઓ પાસે ઇરાની લશ્કર ઘણુંજ થોડું હતું, અથવા તદ્દન જ નહોતું એમ કહીએ તો પણ ચાલી શકે. તેમના અમલદારવર્ગમાં પણ ઘણા થોડા ઇરાનીઓ હતા. ટુંકામાં પ્રાંતોમાં ઇરાની પ્રજા ઘણીજ થોડી હતી, એટલે સુધી કે લગભગ બસો વર્ષ સુધી આખો પશ્ચિમ એશિયા જેમાં આવી જતો હતો એટલા મોટા રાજ્યના પ્રાંતોમાં તેના હકુમતનો એક પણ લેખ ખડક અગર પત્થર ઉપર કોતરાવેલો માલમ પડયો નથી.

## ( ૬ ) યાહુદીઓ.

જો આપણે ખાસ કરીને યાહુદીઓ તરફ નજર કરીશું તો ( ઇરાનના હાથ તળેની પ્રજાઓમાં તેઓ તથા ગ્રીકોજ સૌથી વધારે ધ્યાન ખેંચે તેમ છે, ) આપણને માલૂમ પડશે કે અસલી બાબીલોનીયન રાજ્યના પેલેસ્ટાઇન ભાગ ઉપર ઇરાની સત્તા નિર્ભયપણે જામી કે તરતજ તેણે બાબીલોનના રાજાઓએ કરેલાં નાશકારક કામો સુધારવા માંડયાં હતાં. ફરીથી સ્થપાએલી ઇજીપશ્યન સત્તા પાસેથી મદદની નિષ્ફળ આશા રાખતું જેરૂસલમ નેબુકેડનેઝર 'સામું ૫૮૭ લગી ટકી રહ્યું. તે પડયા પછી એક મોટી સંખ્યા કેદ કરીને બાબીલોન મોકલી દેવાથી દેશ છોડી જતા દક્ષિણ યાહુદીઓ ( તેઓએ કેટલોક સમય થયાં ઇજીપ્તમાં જવા માંડયું હતું ) ની સંખ્યામાં વધારો થયો. પણ ૫૩૮માં સાઇરસ બાબીલોનમાં દાખલ થયો કે તરતજ ( ખાતરીથી તેની જીતને પરિણામે ). ક્ષીવાવાં અને કદાચ એફ્રેઝીવાવાં પણ તેઓ પાછા

ફરવા માંડયા. ૫૨૦ સુધીમાં તો દક્ષિણ પેલેસ્ટાઇનમાં યાહુદી પ્રજા ઉરાપસને હેરાનગતી પહોંચાડવા જેટલી વધી ગઇ અને ૫૧૬ માં તેઓએ પોતાનું દેવળ ફરીથી બાંધવા માંડ્યું. બીજી સદીની મધ્ય પહેલાં તો જેરૂસલેમ પાછું કિલ્લેબંધી ધરાવતું શહેર થઇ ગયું અને બાબીલોનમાંથી તેને વેપારી સુધારો અને ધર્મચુસ્તપણું ધરાવતા બીજા ઘણા જ યાહુદીઓ તેમાં આવી વસવાથી તેની વસ્તી ઘણી વધી ગઇ.

આ સમયથી યાહુદીઓને એક વેપારી પ્રજા તરીકે આગળ વધવામાં ઇરાની સુબાઓ તરફથી કશી પણ અડચણ નડતી દેખાતી નથી. બીજી સેમીટીક પ્રજાઓનો અને ખાસ કરીને આરમીનીયનોએ કરેલો વધારો કબુલરાખીએ તોપણ ૭ કે સાત જમાનામાં એક વખતે નિર્માલ્ય ગણાતા યાહુદીઓ ઘણાં ઘણાં પરદેશી શહેરોની વસ્તીમાં મોટે ભાગે વસવા જેટલી મોટી સંખ્યા ધરાવે એ પારકા ધર્મ તરફની ઇરાનીઓની ઉદારતાની એક ઘણી મોટી નિશાની છે. આ વધારો યાહુદીઓને આવકારદાયક હતો, કારણ કે તેઓ એક પ્રજા કરતાં એક પંથના લોકો વિશેષ પ્રમાણમાં થયા હતા. બીજી ધ્યાન આપવા લાયક ચીજ એ છે કે સ્વદેશમાં પાછા ફરવાને સ્વતંત્ર હોવા છતાં ઘણા યાહુદીએ ઇરાની સામ્રાજ્યના દૂરના ભાગોમાં રહેવાનું વધારે પસંદ કર્યું હતું. નીપુરમાંથી મળી આવેલા વિવાહ સંબંધી લેખોમાં આવતાં નામોથી જણાય છે કે લગભગ પાંચમી સદીના અંત સુધી યાહુદીઓને બાબીલોનમાંજ પડી રહેવું વધારે ફાયદાકારક લાગ્યું હતું; અને ઇરાની સામ્રાજ્યમાં એક બીજા આઘેના પ્રાંતમાં ( સાયેનીમાંથી મળી આવેલા તાડપત્રના લેખો પરથી જણાયું છે તેમ ) ઠેઠ ઇ. પૂ. ૫૦૦ સુધી અને ત્યાર પછી પણ તે પ્રજાનું એક આપમતલબી પણ માતબર સંસ્થાન હયાતીમાં હતું.

## (૭) ઈરાની હાથ તળેનુ એશિયા

બધો વિચાર કરતા, ઈરાનીઓ ન્યાયની રીતે કહી શકે કે તેમની રાજ્યવ્યવસ્થા તેના મૌથી મારા દિવસોમા ઘણી આગળ વધેલી (સુધરેલી) હતી અને તેમના રાજ્યમા પ્રજાને મળતી સ્વતત્રતા અને શાન્તિની બાબતમા તેઓ રોમન રાજ્ય જોડે મુકાબલો કરી શકે તેમ હતુ

આપણે ગ્રીકો વિષે બોલીએ તેના પહેલા બીજી જીતાયની પ્રજાઓ વિષે વિશેષ કહેવાની જરૂર નથી અને તેમને માટે તેટલુ કહેવાય તેમ પણ નથી પશ્ચિમ એશિયાની બધી પ્રજાઓની તાબેદારી સ્વીકારવાને જો કે સાઇરસ જીવ્યો નહિ, તોપણુ તેના દીકરા કેમ્બીસીસે તેનુ આઠ વર્ષનુ ટુકુ રાજ્ય પૂરૂ થાય તે પહેલા તે સ્વીકારી હતી મીડી અને બાબીલોનીયનોના કબજામા એક વખત રહેલો બધો મુલક હવે ઇરાની સામ્રાજ્યમા આવી જતો હતો એટલુ જ નહિ પણ પૂર્વે, પશ્ચિમે અને દક્ષિણે આગળ વધેલા મુલકો ઉપરાંત એશિયાના કીનારા પાસે આવેલા ભૂમધ્ય મમુદ્રમાંના ટાપુઓ પણ તેમા આવી જતા હતા આ ટાપુઓમા સાઇપ્રસ પણ હતો તેનો ફીનીશીયા સાથેનો સબધ હવે પહેલાના કરતા વધારે ઘાડો થયો હતો અને તે અને ફીનીશીયા સાથે મળીને ઇરાની બાદશાહને કાફલો પુરો પાડતા હતા દક્ષિણે પેસરગેડી અને ઉત્તરે એકબેટનાના બે બાદશાહી નિવાસસ્થાનની નજર તળે રહેતા ઇરાનીયન ઉચ્ચ પ્રદેશથી રાજ્યની સીમા પૂર્વ તરફ પહેલાની કોઈ પણ સત્તાની હદ કરતા આગળ ગઇ હતી દક્ષિણે, કેમ્બીસીસે મૂળ ઇજીપ્ત, જે આપણે જોઈ ગયા છીએ તેમ થોડોક વખત આસીરીયાના કબજામાં હતુ, તેમા સાઇરીન અને ન્યુબીયા ઉમેર્યા પશ્ચિમે સાઇરસ અને તેના સરદારોએ મીડીયન સરહદની બહારનો બધો એશિયા ક્યારનોએ મેળવ્યો હતો આમા થીસીયા પણ આવી જતું હતું. અને ત્યાંના દેશી વશે બીજા રાજ્યોની

મારફ (દાખલા તરીકે રીનીશીયા, સાઇપ્રસ અને કેરીયા) આશ્રિત રહેવા કબુલ કર્યું હતું.

આનો અર્થ એમ કરવાનો નથી કે આખા પૂર્વે એકદમ સંતોષથી તેની તાબેદારી સ્વીકારી હતી. કેમ્બીસીસે પોતાના ભાઈને મારી નંખાવવાથી વારસો સીધો ઉતરી આવતો અટક્યો હતો. પૂર્વમાં આથી ઇરાની ગાદીનો એક ખોટો વારસ ઉભો થયો. તેની સામે થવાને જતાં કેમ્બીસીસ રસ્તામાં મરણ પામ્યો. ઇરાનની મૂળ ભૂમિ સિવાય બધા પ્રાંતોએ એકદમ બળવો કર્યો. પણ રાજ્યવંશના એક જુવાન સગા અને હીસ્ટેસપીસના દીકરા ડરાયસે તે બનાવટી વારસને કતલ કર્યો; અને ગાદી ઉપર નિર્ભય થતાં જ મીડીયા, આરમીનીયા, ઇલામ અને છેલ્લે બાબીલોનીયાને ફરીથી કબજામાં આણ્યાં. યુફ્રેતીસ પરના જુના બાદશાહી શહેરે ૭ વર્ષ પછી સ્વતંત્ર થવાને એકવાર ફરીથી કોશીસ કરી અને ત્યાર પછી એક પ્રાંતિક શહેરની અવસ્થાએ પહોચ્યું. પોતાના રાજ્યની વ્યવસ્થા સુબાઓ નીમવાની પદ્ધતિ (જેને વિષે ગ્રીક લોકોએ આપણને ઘણી સારી માહીતી આપેલી છે) પર કરવામાં અને પોતાની સરહદો મજબુત કરવામાં ડરાયસે લગભગ વીશ વર્ષ કહાડયાં. આ છેલ્લું કામ પાર પાડવાને તે યુરોપમાં પેઠો અને સીથીયનોના ધમારા અટકાવવાને ૫૧૧ માં ડાન્યુબ પણ ઓળંગી; અને બાલ્કન દ્વીપકલ્પનો દક્ષિણ-પૂર્વભાગ તેમજ તેના કીનારા પરનાં આબાદ ગ્રીક શહેરોને પોતાના રાજ્યમાં જોડીને તેણે બંને સામુદ્રધુનીઓનો કબજો મેળવ્યો અને એશિયાની ઉત્તર-પશ્ચિમે આવેલા પોતાના મુલકોને સહીસલામત કર્યા.

## ( ૮ ) ઇરાન અને ગ્રીકો

છઠ્ઠી સદીના અંત સુધી અને પાંચમીનાં પહેલાં ત્રણ વર્ષ સુધી પૂર્વ અને પશ્ચિમ વચ્ચે એકસરખી સુલેહ રહી. પણ તેમની

વચ્ચે અણુબનાવ થવાને ઝાઝી વાર નહોતી. ઇરાને જે શહેરો પર બળજોરીથી પોતાની સત્તા બેસાડી હતી તેઓનો સુધારો તેના સુધારા કરતાં ઉંચો હતો એમાં જરાપણ શક નથી; બીજું તેમનામાં દરેક વ્યક્તિનો તેમજ દરેક શહેરનો ધમજ સ્વતંત્રતા હતો; અને ઇરાન જો કે બીજા બધા ધર્મો સાંખતું તોપણ આ ધર્મ તે સાંખી શકે તેમ નહોતું; છેલ્લે તેઓ ઇરાની રાજ્યની બહાર આવેલી એક બળવાન પ્રજાની જાતનાજ હતા એમ તેઓ જાણતા હતા અને તે પ્રજા તેમની તરફથી વહેલા મોડી પણ ( ઇરાન જોડે ) લઢાઇમાં ઉતરશે એમ તેઓને ખાત્રી હતી.

આથી કરીને જે ઘર્ષણ અને કાવાદાવાને પરિણામે પહેલાંની માફક માઇલીટસની સરદારી નીચે આયોનીયન શહેરોએ એક બેંચાણકારક વિગ્રહની શરૂઆત કરી તેને માટે મોટાં કારણો હતાં. જે ચોક્કસ કારણોને લીધે આયોનીયનોએ બળવો કર્યો તેની વિગતવાર પરીક્ષા અહિં થઇ શકે તેમ નથી. એટલુંજ કહેવું બસ થશે કે તેઓ બધા માઇલીટમથી ઉશ્કેરાયલા હતા, કારણ કે તે શહેરના ધનાઢ્ય તેમજ સાધારણ વેપારીઓએ પણ પોતાની સત્તા તેમજ શ્રેષ્ઠતા પાછી મેળવવાનો નિશ્ચય કર્યો હતો. તેઓએ પહેલા ઇરાનની મહેરબાની મેળવવાની કોશીશ કરેલી; પણ તે વ્યર્થ જવાથી તેમને બળવો કરવો પડયો; અને તેથી કરીને ઇજીયનની એક અગર બીજી બાજુએ અંતે જે વિગ્રહ થનાર હતો તે નજદીક આવ્યો.

બોસફરસથી તે પેમ્ફીલીયા સુધીના બધા એનેટોલીયન કીનારા પર અને સાઇપ્રસમાં પણ બે વર્ષ સુધી તોફાન મચાવ્યા પછી આયોનીયન બળવો આખરે નિષ્ફળ ગયો. આમ થવાનું એક કારણ આપમતલબિયાં ગ્રીક શહેરોની અંદરઅંદરની અદેખાઇ હતી અને બીજું તેમની સામે ડરાયસે જમીનમાર્ગે અને તેના તાબેદાર ફીનીશીયનોએ દરિયામાર્ગે લીધેલાં મજબુત પગલાં હતાં. એક દરિયાઇ

લડાઇમાં હાર થવાથી માઇલીટસના દહાડા ભરાઇ ચુક્યા; અને તેના રહેવાસીઓને તેમજ ભયભીત થયેલા ગ્રીસને લાગ્યું કે વખત આવે ઇરાની બાદશાહ બંડખોરોની જોડે શાલમાનસર અને નેબુકેડનેઝરના એક વફાદાર વારસ તરીકે વર્તવામાં ચુકે તેમ નહોતું. પણ જો કે આ બળવો નિષ્ફળ ગયો તો પણ તેનાથી નાટકનો બીજો અંક શરૂ થયો; કારણ કે એક બાજુએ તેણે ઇરાની રાજ્યની બાબતમાં ગ્રીસનાં કેટલાંક શહેરોને અને ખાસ કરીને એથેન્સને સામેલ કર્યું હતું; અને બીજી બાજુએ ડાર્ડેનલ્સના યુરોપીયન કીનારા પરનો એક આપખુદ રાજા મીલટાઇડીસ ( તે એક એથેનીયન હતો અને આગળ ચાલતાં તેની કીર્તિ અમર થવાની હતી ) ડરાયસના લેમનોસ અને ઇમબ્રોસના ટાપુઓ લઇને તેને વધારે ગુસ્સે કરવાને ઉશ્કેરાયો હતો.

સ્પષ્ટ રીતે, જો કે એશીયાટીક ગ્રીકોનાં હથિયાર લઈ લેવામાં આવ્યાં હતાં અને તેમના આપખુદ સુબાઓને કાઢી નાંખવાથી તેમને બળવો કરવાનું ઝાઝું કારણ રહ્યું નહોતું તો પણ જ્યાં સુધી પશ્ચિમના ગ્રીકો તાબે થાય નહિ અને ખાસ કરીને ઇજીયનના વેપારનો કબજો મેળવવાને તાકતું એથેન્સ આયોનીયન સંસ્થાનોને મદદ કરતું અટકે નહિ ત્યાં સુધી તેમના પર વિશ્વાસ રખાય તેમ નહોતું, તેમજ બાલ્કન પ્રાંતોના માથા પરનો ભય પણ ઓછો થાય નહિ. આથી કરીને ડરાયસે એથેન્સ ઉપર હુમલો કરવાનો નિશ્ચય કર્યો અને તેમાં તેના ( એથેન્સના ) દેશનિકાલ થયેલા સુબા હીપીયાસે રાજ્યદ્રોહી થઇને તેને મદદ આપવાનું કબુલ કર્યું. બીજાં ગ્રીક રાજ્યોને તેણે રીતસર તાબેદારી સ્વીકારવાનું અને શાંતિ રાખવાનું કહેણ મોકલ્યું. ૪૯૨માં ગ્રીસના ઉત્તર કીનારાની પ્રદક્ષિણા કરવાને મોકલેલા પહેલા કાફલાએ ઇરાની રાજ્યમાં મેસીડોનીયા ઉમેર્યું; પણ તેને તોફાન નડવાથી તેનાં કેટલાંક વહાણો નાશ પામ્યાં

અને તેને પાછાં ફરતાં વાર લાગી. બે વર્ષ પછી રીધા ઇજીયન સમુદ્રમાં મોકલાયલા એક બીજા કાફલાએ સાઇકલેડ ટાપુઓ લીધા, સારડીસના કામમાં રોકાયલા એક નાના ગુનેગાર ઉપર વેર લીધું અને છેવટે એટીક કીનારા પર મેરેથોન આગળ આવી લાગ્યો. ત્યાં આગળ તેની જે જગતવિખ્યાત હાર થઇ તે વર્ણવવાનું કામ ગ્રીસના ઇતિહાસકારનું છે; તેમજ આ વાતથી દસ વર્ષે એક ત્રીજા અને છેલ્લા હલ્લામાં સેલેમીસ આગળ ઝરસીસે જાતે અને પ્લેટીયા આગળ તેની સેનાધિપતિએ જે હારો ખાધી તે વિષે લખવાનું કામ પણ તેનું જ છે. આપણા કામને વાસ્તે તો આ અગત્યની બાબતોથી પૂર્વ પર શી અસર થઇ તે જોવુંજ બસ થઇ પડશે.

## ( ૯ ) ગ્રીસ પરના ઈરાની હુમલાના પરિણામો

યુરોપમાં ઇરાનની હાર થવાથી જીતાયલી કરતાં જીતેલી બાજુ પર વધારે અસર થઇ એ સ્પષ્ટ છે. ઇરાની સામ્રાજ્યની છેક પાશ્ચાત્ય સરહદ પરના બનાવો બાદ કરીએ તો, તે હારથી કાંઇપણ ગંભીર રાજકીય પરિણામ આવ્યું હોય એમ જરાપણ જણાતું નથી. ઇજીપ્તનો એક બળવો જે ડરાયસના રાજ્યના છેલ્લા વર્ષમાં કરવામાં આવ્યો હતો અને જે તેના વારસે સહેલાઇથી દાબી દીધો હતો તેને મેરેથોન આગળની ઇરાની હાર જોડે કાંઇપણ સંબંધ હોય એમ જણાતું નથી. ગ્રીસમાં ઇરાનની બે વધુ મોટી થઇ, અને ચોથી વાર તેને ખુદ એશિયાના કીનારા આગળ હારવું પડયાથી ( મીકેલની લડાઇમાં ) તેને તાબડતોબ ડાર્ડેનલ્સની યુરોપીયન ચાવીરૂપ સેસ્ટસ છોડવું પડયું અને ભવિષ્યમાં બધા બાલ્કન પ્રાંતો અને ટાપુઓ ઉપરાંત બધાં આયોનીયન અને ઘણાખરાં ઇઓલીયન શહેરો તેના હાથમાથી ગયાં. છેવટે યુરીમીડનની પેલીપાર આખરની દરિયાઇ હાર પછી પેમ્ફીલીથી ટ્રોપોનટીસ સુધીનો એનેટોલીયન કીનારા પરનો પ્રદેશ પણ તેના

હાથમાંથી ગયો. પણ આ બધી ખોટો અને પરાજયો છતાં પણ એશિયામાં ઇરાની સત્તા ઓછી થઇ નહિ તેમજ એશિયા માઇનરમાં તેની આબરૂને ધોકો લાગ્યો નહિ. થોડાંક વર્ષ પછી સદાના ગરબડિયા ઇજીપ્તે ઝરસીસના મરણનો લાભ લઇને આ નવી સત્તાની જોડે જોડાઇ ઇરાની સત્તાની ઝુંસરી કાઢી નાંખવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં તેનું કાંઇ વળ્યું નહિ.

એનેટોલીયન કીનારા પરનાં સંસ્થાનો જવાથી ઇરાનને વેપારમાં ઘણી થોડી ખોટ ગઈ એટલું જ નહિ પણ તે ઉલટું વધારે નિર્ભય બન્યું. તેના સુબાઓએ હજુ પણ પશ્ચિમના વેપારની વ્યવસ્થા કરવાનું ચાલુ રાખ્યું હતું; અને તેનું દ્રવ્ય ગ્રીકો કરતાં પ્રમાણમાં ઘણું વધતું ગયું એ વાત ચોકસ છે. ઇરાની વિગ્રહને લઇને ગ્રીકો વેપારમા આગળ વધ્યાની બહુજ થોડી નિશાનીઓ છે. પણ તેઓ દહાડે દહાડે ગરીબ થતા ગયાની વાતને ઘણો મોટો ટેકો મળે છે. પરિણામમાં ઇરાનને લડાઇથી જે ખોટ ગઈ હતી તે તેણે લક્ષ્મીથી પૂરી દીધી; અને પોતાનાં હથિયારથી ગ્રીકો પર તેણે જે કાંઇ મેળવ્યો હતો તેના કરતાં તેની સમૃદ્ધિને લીધે તેણે ગ્રીસ ઉપર વધારે લાંબી અને મોટી અસર કરી. વળી તેનું રાજ્ય હવે પશ્ચિમે એનેટોલીયન ઉચ્ચ પ્રદેશથી ઘેરાયલું હોવાથી તે પરદેશી હુમલામાંથી ઘણું નિર્ભય થયું હતું. એનેટોલીયાના કીનારા પરના પ્રદેશની અને તેના ઉચ્ચ પ્રદેશની ભૂગોળમાં ઘણો ફેર છે. એશિયાના જાનના ભાગ તરીકે આ પાછલોજ પ્રદેશ પહેલેથી કાયમ રહ્યો છે અને સામાજિક તેમજ રાજકીય આમનોમા પણ બન્ને હંમેશાં જુદા રહ્યા છે. પશ્ચિમ દ્વીપકલ્પના છેડા આગળની એશિયાની મજબુત સરહદ કીનારા પરથી નહિ પણ થોડે દૂરથી શરૂ થાય છે.

એની સાથે એટલું પણ યાદ રાખવાનું છે કે ઇરાની રાજ્યને આ નિષ્ફળ હુમલાઓથી તાબડતોબ કશું નુકશાન થયું નહિ તોપણ

તેમનાથી તેની આખરની પડતીનાં બીજ રોપાયાં હતાં. પહેલે તડાકે તો એશિયાના લોકો અને ફીનીશીયનો કરતાં પોતે જમીન તેમજ દરિયાપર લડવામાં કેટલા શ્રેષ્ઠ છે એ વાત એથી કરીને ગ્રીકોના જાણમાં આવી. ઇરાની લશ્કરની સંખ્યાથી અત્યાર સુધી તેઓ બીતા હતા તે બીક હવે ઓછી થઇ ગઇ અને જે ભરમને લીધે ઇરાની સત્તા અત્યાર સુધી મોટી દેખાતી હતી તેમજ રક્ષાયલી હતી તે ભરમ ઘણોખરો ફુટી ગયો. બીજું આ હુમલાઓથી ગ્રીકોના ધ્યાનમાં આવ્યું કે તેમના દેશનો એક સામાન્ય શત્રુ અસ્તિત્વ ધરાવતો હતો અને તેમને પગપેસારો કરવાને તેમજ લુંટવાને બહાર ઘણા મુલક હતા. પૂર્વના લોકથી તેમની સામાન્ય શ્રેષ્ઠતા અને તેમના તરફની તેમની સામાન્ય શત્રુતાથી જાતીય ભાવનાની જેટલી અસર ગ્રીક લોકોના મન પર થવાની હતી તે હવેથી થવા માંડી. ટુંકામાં કહીએ તો, આખી ગ્રીક પ્રજાને પોતાની તરફ દોરીને ઇરાને ગ્રીક પ્રજા-તત્ત્વનો પાયો નાંખ્યો, એટલુંજ નહિ પણ તેમાં ઘણો વધારો કીધો. વળી ગ્રીક રાજ્યોમાં એથેન્સને આગળ પડવાની ફરજ પાડવાથી તેને તે ઉગતી પ્રજાને ઘણાજ ઉત્તેજક અને સાહસિક આગેવાનો આપ્યા. આ લોકો રાજ્યસત્તા સ્થાપવાને ઘણા ઉત્સુક હતા અને તે ઇચ્છા પાર પાડવાને ગમે તે કરી શકે તેના હતા. છેલ્લે ગ્રીક પ્રજા આગળથી તે હાર ખાઇને પાછું ફર્યું તેથી જો તે યુરોપમાં ગયું હોત નહિ તો ઘણું કરીને સૈકાઓ સુધી જે પ્રજા એશિયામાં આવી હોત નહિ, તેને પોતાની પાછળ તે ઘસડતું આવ્યું.

વળી પોતાના વિજયી શત્રુ તરફ તરતજ પોતાનું વર્તન બદલી નાંખવાથી—જો કે આમાં તે છેક આબરૂ બહાર કામ કરતું નહોતું—ઇરાને ગ્રીક લોકોમાં તેમની શ્રેષ્ઠતા વિશે વધારે અભિમાન આપ્યું અને પોતાની નબળાઇ વધારે સ્પષ્ટ રીતે બતાવી. ઇરાનીઓ, જેઓ

બુદ્ધિ અને ચંચળતાને માટે હંમેશા જાણીતા છે, તેઓ એકદમ ગ્રીકો તરફ અતિશય ધિક્કારની લાગણી ધરાવવાનું છોડી દઈને અતિશય માનની લાગણી ધરાવવા લાગ્યા. ગ્રીક રાજ્યદ્વારીઓ અને ગ્રીક પંડિતોને પોતાને ત્યાં બોલાવવાનું અને ગ્રીક સીપાઈઓ અને ખલાસીઓનો ઉપયોગ કરવાનું તેઓએ એકદમ શરૂ કર્યું. થોડાજ વખતમાં પશ્ચિમના સુબાઓ આયોનીયન શહેરો જોડે મિત્રાચારી ધરાવતા, મોટી પત્નીના ગ્રીકોની આગતાસ્વાગતા કરતા, અને ગ્રીસના રાજ્યદ્વારી તેમજ ધાર્મિક વિચારો તરફ માન ધરાવતા આપણને જણાશે. જો કે આમ કરવાથી તેઓ આખરે આવનારી આફતનાં બીજ રોપતા હતા તો પણ આ કામમાં તેમને ઘણી ફત્તેહ મળી હશે. લગભગ એક સૈકા પછી જ્યારે પશ્ચિમ યુરોપ ઈરાની રાજ્યનો અંત લાવવાને એશિયામાં આવ્યું ત્યારે મુખ્ય આયોનીયન અને કેરીયન શહેરો મજબુતાઈથી તેની સામે થયા. ઈરાનીઓએ તેમને લાંચ આપવાથી અગર તેમના રાજ્યકારભારમાં ઈરાનીઓ હોવાથી જ તેમ થયું હોય એ સંભવિત નથી માઈલીટસે અને હેલીકારનેસસે પોતાના દરવાજાઓ બંધ કરીને એલેકઝાન્ડરની સામું ઘણો મજબુત બચાવ કર્યો કારણ કે ઈરાની રાજ્યના અસ્તિત્વમાં જ તેમના લાભો સમાયલા હતા એમ તેઓની ધારણા હતી, તેમજ ઈરાનીઓ પોતાની નોકરીમાં રાખેલા ગ્રીકો જોડે પણ ઓછા ફત્તેહમંદ થયા નહોતા. જ્યારે ગ્રીક હુમલો આવ્યો ત્યારે ભાડુતી ગ્રીક લશ્કરનો એકે એક માણસ ઈરાની રાજાને વફાદાર નીવડ્યો, અને જે ત્રણ મોટી લડાઈઓમાં પૂર્વનું ભવિષ્ય નક્કી થયું હતું તેમા એલેકઝેન્ડરની સામા સૌથી વધારે મજબુતીથી લડયા. આટલું છતાં પણ ગ્રીકો તરફનું આ વલણ તે પોતાના જ પગ પર કુહાડો મારવા સમાન હતું. જ્યારે યુરોપમાં તેથી ગુસ્સો આવ્યો ત્યારે એશિયામાં તેથી હિંમત અને આત્મશ્રદ્ધા ઓછી થઈ.

## (૧૦) પહેલવહેલા વળતા હુમલાઓ

હવે આપણે ઇ. પૂ. ૪૦૦ માંના પ્રદેશ ઉપર એક છેલ્લી નજર નાંખીશું અને ભવિષ્યથી અજાણ એવી તે વખતની પ્રજાને તે કેવો જણાતો હતો તે જોઇશું. સાધારણ રીતે એશિયામાઇનરના કીનારા પરનો પ્રદેશ ગ્રીક લોકોના હાથમાં હતો અને તેમનાં શહેરો ગ્રીક લોકોની ભાવના પ્રમાણેનું સ્વરાજ્ય ભોગવતાં તથા વેપાર કરતાં હતાં, પણ તેમાંનાં ઘણાંખરાંએ ચાર વર્ષ પહેલાં એથેન્સની સર્વોપરિ સત્તા ( બલ્કે સંયુક્ત રાજ્યોના એક વડા તરીકેની સત્તા ) તળે હતાં અને હાલમાં ઇરાની મદદથી સ્થપાયેલી એવી સ્પાર્ટન સત્તા કચવાતે મને કબુલ રાખતાં હતાં. આમાંનાં ઘણાં શહેરો જેઓ પાસેના ઇરાની સુબાઓ જોડે ઘણા વખતથી ધાડો સંબંધ ધરાવતાં હતા તેમણે તે સુબાઓ રાજી રહે એવી રીતે વર્તવા માંડ્યુ એટલું જ નહિ પણ ઇરાની સત્તા પણ કબુલ રાખી; અને આ ઘડીએ સ્પાર્ટા અને ઇરાન વચ્ચે અણબનાવ થયો હોઇ ડરસીલીડાસની સરદારી નીચેના એક સ્પાર્ટન લશ્કરે ઉત્તરનો ઇઓલીયન પ્રદેશ હાથ કરેલો હોવાથી આયોનીયન અને કેરીયન શહેરો ભવિષ્યમાં કેમ વર્તવું જોઇએ તેના વિચારમાં પડયાં. એકંદરે તેઓ હજુ પણ સુબાઓની તરફેણમાં હતાં. શહેનશાહી રાજ્યનીતિમા બીનઅનુભવી અને દરિયાઇ લડાઇની બાબતોમાં તદ્દન પછાત એવી એક સત્તાએ એથેન્સને હરાવ્યા પછી ઇરાની લાગવગ તેમજ કબજો પણ પશ્ચિમ કીનારા ઉપર ઘણો વધ્યો હતો; અને ફીનીશીયા અને સાઇપ્રસ કે જેના ગ્રીક રાજાઓ ફીનીશીયન સત્તા હેઠળ આવ્યા હતા તેમના કાફલાઓએ દરિયા પરની શ્રેષ્ઠતા પાછી મેળવી હતી.

આમ છતાં પણ, આ વાતથી એક જ વર્ષ પહેલાં ભારે આયુધોથી સજ્જ થયેલા દસ હજાર ગ્રીકો ( અને લગભગ તેનાથી દોઢાં પરચુરણ (માણસો પશ્ચિમ એશીયામાંથી કુચ કરી ગયા હતા,) આમાંના

ઘણાખરા સ્પાર્ટન હતા. મધ્ય એનેટોલીયાના પશ્ચિમ વિભાગના. મુખ્ય સાઇરસના હાથ હેઠળના એક વધારે મોટા દેશી લશ્કરના ભાડુતી મદદનીસો તરીકે તેઓ આવ્યા હતા. આ સાઇરસને પોતાના તાજા ગાદીએ બેઠેલા ભાઇના હાથમાંથી રાજ્ય છીનવું લેવું હતું. જુનાં લીડીયન અને ફ્રીઝીયન રાજ્યોમાંથી પસાર થઇને તેઓ સીલીશીયામાં ઉતરી પડયા અને ત્યાંથી ઉત્તર સીરીઆમાં ચઢીને યુફ્રેતીસ તરફ આવ્યા. તેમને બાબીલોન જવાનું નિર્મિત થએલું હતું. પણ તેઓ ત્યાં કદીપણ પહોંચ્યા નહિ. બાબીલોનથી ચાર દિવસના રસ્તા પર આવેલા કુનાક્સા આગળ સાઇરસનું મરણ થયું અને તેના પૂર્વના મીપાઇઓએ હાર કબુલ કરી. પણ અજિત રહેલા ગ્રીકોએ તાબે થવાની ના પાડી; અને જો કે તેઓ થોડા હતા તોપણ ઇરાનીઓ તેમનાથી એટલા બધા બ્હીતા હતા કે તેમને તેઓએ સીધી રીતે કશી અડચણ કરી નહિ. હવે તેઓને ગમે તે રસ્તે સ્વદેશ પાછા ફર્યા સિવાય છુટકો જ નહોતો; અને તેઓના મૂળ સરદારો ગુમ થયા છતાં પણ ટીગ્રીસની ખીણમાં અને કરડીશ આરમીનીયાના પહાડી મુલકમાં થઇને તેઓ કાળા સમુદ્રપર પહોંચી કેવી રીતે નિર્ભય થયા તે ઝેનોફોનના ગ્રંથો વાંચનારા જાણે છે જ. આ માણસ એથીનીયન હતો અને પાછા ફરતી વખત તેણે ગ્રીક લશ્કરની સરદારી લીધી હતી. ઇ. પૂ. ૪૦૦ માં હવે તેઓ પશ્ચિમ એશીયાનાં અને યુરોપનાં શાહેરોમાં પાછા દેખાવા લાગ્યા હતા, અને એશીયાખંડ અંદરથી સાહસિક લુંટારૂઓને માટે કેટલો ખુલ્લો છે, તેમજ એક એક ગ્રીકની સામા દસ દસ પૂર્વવાસીઓ પણ યુદ્ધમાં કેટલું ઓછું કરી શકે એ વાતો તેમણે જાહેર કરવા માંડી. આવી વાતોથી સ્પાર્ટા તરત જ આગળ વધવાને ઉસ્કેરાયું; અને એક દિવસ તેઓ સ્પાર્ટા કરતાં પણ કોઇ વધારે બળવાન પાશ્ચાત્ય પ્રજાને પૂર્વની જીત માટે બહાર પડવાને ઉસ્કેરશે.

ઝેનોફોને આ ગ્રીકોનાં પરાક્રમોની વિગતવાર હકીકત લખેલી છે; અને આપણા અવલોકન સમયે જ એશીયાના અંતરભાગ વિષે તેણે જે માહિતી આપણને વચ્ચે વચ્ચે આપી છે તે માટે તેનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. તેના ગ્રંથો પરથી જણાય છે કે લીડીયાની માફક ઇરાની રાજ્ય તળે પણ સારડીસ જ એનેટોલીયાની રાજ્યધાની હતી. લીડીયા અને ફ્રીજીયાની ખીણોમાંનાં મેદાનો, ઘાડી વસ્તી ધરાવતાં, ખાધેપીધે સુખી, અને સારી રીતે રક્ષાયલાં છે; જ્યારે ટોરસના ખડબચડા ડુંગરાઓ જકકી પહાડી લોકના હાથમાં છે.

આ લોકોને મેદાનોમાં આવતા અટકાવવા માટે પોતાના લશ્કરને સાઇરસ પીસીડીઆ અને લીકોનીયામાં જે શિક્ષા કરવાને ફરમાવનો તેવી શિક્ષા થોડે થોડે દહાડે કરવી જરૂરની હતી. સીલીશીયાનો રાજ્ય કારભાર તેમજ તેનું રક્ષણ તેનો રાજા જાતેજ કરે છે. સેનાચેરીબના વખતમાં પોતાની આગળ થઇ ગયેલા રાજાનું જ નામ તેણે ધારણ કરેલું છે, પણ તેના મુલકને બદલે ઇરાની રાજાધિરાજને અમુક લડવૈયાઓ પૂરા પાડવાને તે બંધાયલો છે; ઉત્તર સીરીયામાં સાઇરસના વહાણોમાંથી માણસો અને અસબાબ સહીસલામત ઉતરે છે; જ્યારે યુફ્રેતીસ સુધીનો અને તેથી પણ નીચે બાબીલોનીયા સુધીનો દેશનો અંદરનો ભાગ સુલેહશાંતિ ભોગવે છે. પોતાના શત્રુની સામું થવાને મીડીયામાંથી ઉભા કરેલા માણસો સિવાય મહારાજા પૂર્વ અને દક્ષિણમાંથી પાંચ લાખ કરતાં પણ વધારે લશ્કર ઉભું કરે છે. પણ આસીરીયા જેવી ખરેખરી લડાયક સત્તાના કેળવાયલા લશ્કરની માફક આ લાખો માણસો કવાયતી નિયમસર વર્તનારા દૃઢ અને નોકરીમાં ટેવાયલા નહોતા.

આ વાતોમાથી બીજાં પણ કેટલાંક અનુમાનો થાય તેમ છે. પ્રથમ તો સામ્રાજ્યના મુલકોમાંથી બાબીલોનીયા ઇરાની શહેનશાહને

ઝાઝું વફાદાર જણાતું નથી, કારણ કે જો તેમ હોય તો ત્યાંનું સ્થાનિક લશ્કર ગ્રીકોને સહેલાઇથી અંદર આવા દે નહિ, તેમજ ઇરાનીઓ તેમને ને દેશ છોડી જવાને ઉશ્કેરત નહિ. બીજું જુનું આમીરીયા સુલેહ-શાંતિ જાળવનારૂં હતું અને તેને જેરૂશલમથી કબજામાં રાખવાને ત્યાં એક બાધુકનું ઇરાની લશ્કર અથવા રક્ષિત સૈન્ય મુકવાની જરૂર નહોતી. ત્રીજું દક્ષિણ કુરડીસ્તાન શહેનશાહતને તાબે નહોતું, તેમજ ત્યાં કોઇપણ સુબો નહોતો, અને કોઇ કોઇ વખતે તેની પર દબાણ કરવામાં આવતું ત્યારે જ તે ખંડણી આપતું. ચોથું યુફ્રેતીસના ઉપલા કાંઠા સુધી ઉત્તરનું બાકી રહેલું કુરડીસ્તાન અને આરમીનીયા અનિશ્ચિત રીતે ઇરાનીઓના કબજામાં હતાં; અને છેલ્લે યુફ્રેતીસની ઉત્તરથી તે કાળા સમુદ્ર સુધીનો પ્રદેશ ખરૂં જોતાં સ્વતંત્ર હતો. પૂર્વના આયેના પ્રાંતો વિષે તેમજ દક્ષિણ સીરીયાના પ્રાંતો વિષે ૪૦૦ ના વર્ષમાં આપણે કશું પણ જાણતા નથી. અરટાઝરગીસ પોતાના બળવાખોર ભાઇની સામે થવા સુમામાંથી આવ્યો, પણ ફસાવી દીધેલા ગ્રીક સરદારોને ગરદન મારવાને તે બાબીલોન પાછો ફર્યો. આ વખતે નીડીયન ગ્રીક ટીસીયાસ તેનો રાજ્યવૈદ્ય હતો અને તે સાઇરસ તેમજ સ્પાર્ટનો કોઇ જોડે પણ મિત્રાચારી ધરાવતો નહોતો. આ વખતે પણ તે એથન્સના કોનન જોડે પત્રવહેવાર ચલાવતો હતો. આ કોનન થોડા જ વખતમાં ઇરાની નૌકાનો એક સેનાપતિ થયો અને તેણે સ્પાર્ટન કાફલાને હરાવ્યો. તેના ઇરાની ઇતિહાસના કેટલાક ટુકડાઓ તેમજ આ મમયને લગતા કેટલાક સંક્ષિપ્ત ફકરાઓ ઉતરી આવ્યા છે. પણ આમની કિંમત એટલી બધી છે કે તેવી કિંમત તેની આખી ચોપડીની હોય એમ લાગતું નથી, કારણ કે દરબારી વાતો જાણવાને ઉત્તમ જગ્યાએ મુકાયેલા એક સમકાલીન પુરૂષે જે જે સાંભળ્યું અને જોયું હતું તે તે તેમાં આવી જાય છે. આના પરથી જણાય છે કે પહેલા સાઇરસના વિચારો તેમજ આચા-

રોયો રાજા તેમજ તેના દરબારીઓ વિમુખ થયા હતા અરટાઝરસીસ લડવૈયો નહોતો, ધર્મચુસ્ત નહોતો (જો કે તેને પેસરગેડીમાં યોગ્ય રીતે ધર્મની દીક્ષા આપવામાં આવી હતી ) અને તે ઝોરોસ્ટ્રીયન આચારવિચાર પ્રમાણે ચાલતો હતો. નાનામોટા ઘણા ઇરાનીઓ તેનાથી અસંતુષ્ટ હતા, અને ઘણા તેના ભાઇને જઇ મળ્યા. પણ તેના લશ્કરમાં કેટલાક પાશ્ચાત્ય લડનારા હતા. શહેનશાહ કરતાં પણ બાદશાહી સ્ત્રીઓની સત્તા દરબારમાં વધારે હતી અને તેઓ એક બીજા જોડે હમેશાં લડતી હતી. પ્લુટાર્કે લખેલો અરટાઝરસીસનો જીવનવૃત્તાંત વાંચવાથી પણ ઇ. પૂ. પાંચમી સદીની આખરના પૂર્વના રાજાઓ વિષે ઉપર કહ્યા પ્રમાણે જ જણાશે આ વૃત્તાંત ટીસીયાસના ઇતિહાસ પરથી તેમજ બીજા ખોવાઇ ગયેલા ગ્રંથોને આધારે લખવામાં આવેલો હતો. બાદશાહી જનાનાના કાવાદાવાથી મોટે ભાગે દોરાતી ભ્રષ્ટ અને રાજ્યદ્રોહી રાજ્યનીતિ; મરજી ફાવે તેમ રાજ્ય કરતા સુબાઓના હાથ હેઠળની અસંતુષ્ટ પ્રજા; કાચાં અને ગમે ત્યાંથી એકઠાં કરેલાં લશ્કરો કે જેમાં ફક્ત ભાડુતી પરદેશીઓ જ ખરેખરા લડવૈયા હતા. આ સમયે ઇરાનની આવી સ્થિતિ હતી. સાઇરસની પ્રબળ સત્તા અને પહેલા ડરાયસની શહેનશાહી રાજ્યનીતિમાં અને આમા ઘણો તફાવત હતો. બલ્કે તે અઢારમી સદીના તુર્કી રાજ્ય જોડે ઘણું મળતું આવતું હતું, અને જાતના પૈસા તેમજ પોતાના લોકનું એક કેળવાયનું લશ્કર ધરાવતા પહેલા જ પાશ્ચાત્ય સરદારના હુમલા નીચે તે ઘળી જાય એમ હતું.

# પ્રકરણ ૫

## પશ્ચિમ તરફ જીત

ગયા પ્રકરણમાં આપણે જે કામનું વર્ણન કર્યું ત્યાર પછી સીત્તેર વર્ષમાં તો અત્યાર સુધી ગ્રીકો જેને " પૂર્વ " તરીકે ઓળખતા હતા ( અને આપણે પણ પૂર્વનો ગ્રીક લોકોના જેવોજ અર્થ કર્યો છે ) તે પ્રદેશ જે યુરોપીયન પ્રજાને ઇરાને યુરોપમાં જ તાબે કરવાને મથન કર્યું હતું તેની તાબેદારી તળે આવી રહ્યો. પહેલાંની માફક હવે આ પ્રજા તથા ઇતિહાસકારો પણ " પૂર્વ " શબ્દનો અર્થ અમુક ક્ષેત્રફળનો અને અમુક સામાજિક વિચારનો પ્રદેશ એમ કરતા બંધ પડયા છે; અને આ ફેરફાર હંમેશને માટે કાયમ રહેશે. પૂર્વ તે સદાને માટે પૂર્વજ રહેશે એ વાત ખરી, કારણ કે તે પશ્ચિમના તાબામાંથી જ નહિ પણ તેના સામાજિક વિચારની ઝુંસરીમાંથી પણ ધીમે ધીમે છુટું થશે. આમ છતાં પણ જ્યારે પાશ્ચાત્ય લોકો સ્વદેશ પાછા ફર્યા ત્યારે પૂર્વને પોતાની જાણમાં આવેલી દુનિયામાં —જે મુલકો સુધરેલા મનુષ્યના રહેઠાણ તરીકે ગણાતા હતા તેના વર્ગમાં—હાંકાથી એલેક્ઝેન્ડરે ઇરાની રાજ્ય ઉંધું વાળ્યું તે બનાવ નામાંકિત હોય બીજી કોઇ પણ બીના કરતાં જગતના ઇતિહાસના ભાગ વધારે સારી રીતે પાડી શકે છે. ઇરાની રાજ્ય પર આખરની આફત ઓચિંતી આવશે ખરી, પણ તે વખતે આપણને અજાયબ થવા જેવું કશું પણ રહેશે નહિ; અને ખરૂં કહીએ તો જે જમાનામાં તે આવી તે સમયના લોકો પણ તેથી અજાયબ થયા નહિ. જે લોકો મનસ્વીપણે એલેક્ઝેન્ડરને પ્રચંડ ગોલીઆથની સામે થતાં નાનકડા ડેવીડ તરીકે ધારે છે તે લોકો આગળના ઇતિહાસની વાતો

ધ્યાનમાં નહિ રાખવાથી જ એમ બોલે છે. કોઇ પણ સમકાલીન માણસ જેણે વખતનો રંગ જોયો હોત તેને આ વિચાર આવ્યો હોત નહિ. લગભગ એક સૈકા થયાં પૂર્વની રાક્ષસી સત્તા એટલી બધી ક્ષીણ થતી જતી હતી કે બાલ્કન દ્વીપકલ્પ પોતાના કબજામાં ધરાવતા મેસીડોનીયન રાજાએ હેલેસપોન્ટ ઓળંગી કે તરતજ તે દુનિયાની દૃષ્ટિએ જકડી સુબાઓ અને પશ્ચિમ એશિયાના હંમેશના બળવાખોર પ્રાંતોના નામના રાજા જેટલો જ મોટો દેખાવા લાગ્યો. આ વિચાર મગજમાં ઠસાવવાને આપણે છેલ્લે જોયેલી દશ હજાર ગ્રીકોની કુચ પછીનાં સીત્તેર વર્ષ ઉપર નજર નાંખવાની જરૂર છે.

## ઈરાન અને તેના પ્રાંતો

સાઇરસની ચઢાઇ પહેલાં ઇરાનમાં જોઇએ તેટલો સળો પેઠેલો હોવો જોઇએ. તે પેઠો પણ હતો; પણ તેનું કાંઇ પરિણામ આવ્યું નહોતું કે જેથી કરીને તે દૃષ્ટિએ પડી શકે. એક સૈકા થયાં કોઇ પણ સુબાએ પોતાની જાતને તથા પોતાના પ્રાંતને સામ્રાજ્યમાંથી જુદો પાડવાની કોશીશ કરી નહોતી; અને ભાગ્યે જ કોઇ પણ તાબેદાર પ્રજાએ પોતાની સ્વતંત્રતા પાછી મેળવવાનો યત્ન કર્યો હતો. આમાં ખરેખર બે અપવાદો હતા; અને તે બન્ને પ્રજાઓએ પોતાના પરદેશી ધણીઓના લાભનુકશાનની કશી પણ પરવા કોઇ દિવસ કરી નહોતી. આમાંની એક પ્રજા તે અલબત્ત એશિયાના ગ્રીકો હતા, અને બીજી પ્રજા તે ઇજીપ્શયનો હતા. પણ ગ્રીકોની હડીલાઇથી શું ભયંકર પરિણામ આવશે તેનું હજુ એશિયાને ભાન નહોતુ; ફક્ત ઇજીપ્તના બળવાખોર લોક ઉપર જ હજુ સુધી તે ધ્યાન આપતું હતું. પણ ઇરાની રાજ્યના ભાગલાના પહેલવહેલી ચેતવણી ખરેખર ઇજીપ્તે જ આપી. એસીરીયન મહારાજ્યમાં જે નબળાઇ હતી તેજ નબળાઇ ઇરાની રાજ્યમાં પણ બહાર આવી.

ઇજીપ્ત અને પટોરાના ખંડ વચ્ચે રેતીનાં રણો, બીના પ્રદેશો અને દરિયા રૂપી કુદરતી અડચણો એટલી બધી મજબૂત છે કે નાઇલના ફળદ્રુપ પ્રદેશ જીતવાને લલચાયલી કોઇ પણ એશિયાટીક સત્તા તેને ઝાઝો વખત કાબુમા રાખવાને શકિતમાન થઇ નથી પોતાના નાયકો અગર પોતાના પરદેશી ધણીઓના કોઇ અમલદારોની સરદારી નીચે વહેલી મોડી તેણે પોતાની સ્વતંત્રતા પાછી મેળવી છે, અને ઇતિહાસમાં જોતા જણાશે કે કોઈ પણ યુરોપીયન કે એશિયાટીક પ્રજા દરિયા પરના કાબુ સિવાય ઇજીપ્તને સંસ્થાન તરીકે જાળવવામા ફત્તેહમંદ થઈ નથી. કેમબીસીસની જીત પછીનાં સો વર્ષમા તો ઇજીપશ્યનો અનેક વાર બળવો કરી ચુકયા હતા ( તેમનો ૪૬૦ માંનો બળવો ઘણોજ સખત હતો ), અને દર વખત તેઓ દરિયા પર શ્રેષ્ઠતા ધરાવતી પ્રજાને પોતાની મદદે બોલાવતા આખરે ડરાયસ નોથનસના મરણના થોડો વખત અગાઉ અને સાઇરસે સારડીસ છોડયુ તેના પાચ વર્ષ પહેલા તેઓ પાછા એક ઇજીપશ્યનની સરદારી તળે ઊઠયા, અને ત્યારપછી સાઠ વર્ષ સુધી સુમાના રાજાઓએ નહિ પણ ત્રણ દેશી વંશોએ એક પછી એક ઇજીપ્ત પર રાજ્ય કર્યુ ઇજીપ્તના જવાથી ઇરાનને જે નુકશાન થયું તે ફકત એક પ્રાતની આમદાની જવા પુરતું જ નહોતું. ઇજીપ્તના આ નવા રાજાઓ, જેઓ ગ્રીકોની મદદને ઘણા આભારી હતા, તેઓ શહેનશાહના કોઇપણ શત્રુને અગર તેની સામે ઉઠેલા કોઇપણ બળવાખોરને મદદ આપી તેનો બદલો વાળતા તેઓએ જ કુનાકસા પછી સાઇરસના દરિયાઇ સેનાપતિને અને કાફલાને આશ્રય આપ્યો, અને તેઓએ જ એજીસીનોસે એશિયા માઇનર પર ચઢાઇ કરી કરી તે વખતે તેને દાણાની મદદ આપી, તેઓએજ ૩૮૪ મા સ્પાર્ટન કાફલાને વહાણો અને પૈસા આપ્યા અને સાઇપ્રસ ઇવેગોરાસને પોતાના શહેનશાહ સામે લાબા વખત સુધી લઢવામા મદદ કરી. જ્યારે

૩૮૦ મા ટાયર અને મીસીશીયન ફીનારા પગનાં શહેરોએ બળવો કર્યો, તે વખતે ઇજીપ્ત તેમની મમલતમા સામેલ હતું; અને જ્યારે ૩૭૩ માં પશ્ચિમ એશિયા, સીરીયા અને ફીનીશીયાના સુબાઓએ ભેગા થઇ બળવો કરીને સામ્રાજ્યને મોટા ભયમા ઉતારવાની યોજના કરી ત્યારે ઇજીપ્ત તેમા જોડાયુ; અને આનાથી બાર વર્ષ પછી ફીનીશીયામા બળવો જગાડવાને ઇજીપ્શયન રાજા જાતે ત્યા જતો આપણને જણાય છે

ઇરાનીઓએ ઇજીપ્ત પાછુ મેળવવાને અનેક પ્રયત્નો કર્યા. પોતાના સેનાપતિઓની સખત હાર પછી કુનાકસાની લડાઇ વખતે દશ હજાર ગ્રીકોના સરદાર ક્લીયરકસે જે સલાહ આપી હતી તે પ્રમાણે અરટાઝરસીસે કચવાતે મને વર્તવાનુ શરૂ કર્યું. તેણે ભાડુતી ગ્રીક લશ્કરોની મદદથી પોતાનુ કામ કરવુ ધાર્યું, પણ ઇજીપ્શયનો-એ પણ તેમની સામા ગ્રીક સરદારો અને ગ્રીક ભાડુતી સીપાઇઓ મુક્યા આમા વાત એ જણાઇ કે ઇરાની પાદશાહ તેમજ તેનો બળવાખોર પ્રાંત બને એકસરખી રીતે ભાડુતી લશ્કર ઉપર આધાર રાખતા હતા અને ગ્રીક લશ્કરની મદદ સિવાય ગ્રીકોની સામા લડવાને કોઇની છાતી ચાલતી નહોતી. દશ હજાર ગ્રીકોની કુચને લીધે પૂર્વને ઘણો અનુભવ થયો હતો.

## ઇરાન અને પશ્ચિમ

પાશ્ચાત્ય લોકોએ પણ આ ઉપરથી શીખામણ લીધી હતી, અને તેના પરિણામ પાચ વર્ષમા જ દેખાવા લાગ્યા. કોઇપણ ગ્રીક પહેના નહિ બતાવેલી એવી મહત્ત્વાકાક્ષા ધરાવતા તે વખતના સર્વોપરિ ગ્રીક સંસ્થાને એશિયા માઇનરના ફીનારા પર સ્થપાયેના સ્પાર્ટને સર્વોપરિપણાનો લાભ લઇને પોતાના રાજા એગેસીલસને ઇરાન પર ચઢાઇ લઇ જવાને મોકલ્યો મીએન્ડરની ખીણમા અડધે

-લગી પહોંચીને જ તે અટકયો, અને ઇરાનને કાંઇ જાણવાજોગ નુકશાન કર્યું નહિ; કારણ કે આટલે દૂરના અને સંશયાત્મક સાહસમાં જય મેળવવા જેટલી તેનામાં બુદ્ધિ નહોતી તેમજ તેટલા માણસો તેમજ પૈસા પણ તેની પાસે નહોતા. પણ ૩૯૭ અને ૩૯૪ વચ્ચે એગીસીલોસે એશિયા માઇનર પર જે ચઢાઇ કરી તેની ઇતિહાસમાં આટલી અગત્ય છે; એનાથી જણાય છે કે ગ્રીકો સુસા ઉપર ચઢાઇ લઇ જવાનું અશક્ય ધારતા નહોતા તેમજ તેમની એવી ઇચ્છા પણ હતી.

પણ ખરી રીતે જોતાં તે વખતે પણ તે સંભવિત નહોતું. આને માટે સ્વદેશથી ઘણાક મહિનાના રસ્તા પર આવેલી જગ્યાએ સહીસલામત રીતે પહોંચવાને કોઇપણ એક ગ્રીક રાજ્ય પાસે પૂરતું અને બરાબર કેળવાયલું લશ્કર નહોતું; અને પૂરતી આકર્ષણશક્તિ અને વ્યવસ્થા કરવાની અક્કલ ધરાવતો નાયક તેને માટે જોઇએ તે નહોતો. વળી આ બાબતો બાજુએ રાખીએ તો પણ જે સામ્રાજ્ય જીતવાની તેમની ઇચ્છા હતી તે કાંઇ ખરેખરૂં નબળું પડયું નહોતું. સાઇરસ જો તેમની સાથે હોત નહિ અને તેના અનુયાયીઓએ તેમની હાજતો પૂરી પાડી હોત નહિ અને તેમને માટે એશિયા માઇનર અને સીરીયામાં રસ્તો ખુલ્લો કર્યો નહિ હોત તો કલીયરકસની સરદારી નીચે દશહજાર ગ્રીકો કુનાકસા અગર તેનાથી સો માઇલ દૂર પણ કોઇ જગ્યાએ કદી પણ પહોંચ્યા નહિ હોત. પાછા ફરતી વખતે તેઓ મરણીયા થઇ ગયા હતા, અને ઇરાની શહેનશાહ તેમનાથી છુટો થવાને રાજી હતો. તેઓ સહીસલામત રીતે પાછા ફર્યા તેથી એમ ધારવાનું નથી કે તેઓ સહીસલામત રીતે આવ્યા હોત. એથી ઉલટું તેઓ જે સ્થિતિમાં પાછા ફર્યા તેજ સ્થિતિમાં જો તેઓને આવવાનું હોત તો ખાત્રીથી તેમ કરવામાં તેઓ નિષ્ફળ થયા વગર રહેત નહિ.

## સુબાઓ

જે કારણને લીધે ઇરાની મહારાજ્ય આખરે એટલું બધું નબળું થઇ જવાનું હતું કે એક પાશ્ચાત્ય સત્તા ફક્ત ચાળીસ હજાર માણસ સાથે છેક તેના મધ્યમાં આવીને તેને હરાવે તે કારણ ચોથી સદીના આગલા ભાગમાં રાજ્યના મોટા મોટા અમલદારોમાં ફેલાયલું રાજ્યદ્રોહીપણું હતું. સામ્રાજ્ય ઠેકાણે પડયા પછી સાઇરસની ચઢાઇ પહેલાં સુબાઓ અગર આશ્રિત પ્રાંતો–ઇજીપ્ત સિવાય–બળવો કરતા આપણા જોવામાં આવતા નથી; અને જો કે એશિયા માઇનર અને સીરીયાના અમલદારો દેખીતી રીતે તેમાં મળી ગયા તો પણ એ વાતની રાજકીય અગત્ય ઘણી થોડી છે; કારણ કે સાઇરસ રાજ્યકુટુંબનો માણસ હતો અને રાજ્યમાતાનો માનીતો હતો. પણ ચોથી સદીને ભાગ્યેજ થોડાં વર્ષ થયાં હશે. એટલામાં તો સુબાઓ અને ઉપરાજાઓ શહેનશાહના શત્રુઓને મદદ આપતા જણાય છે. એજીસીલસને એશિયા માઇનરમાં પેફ્લેગોનીયાના રાજા તથા એક ઇરાની ઉમરાવ બંને તરફથી મદદ મળી હતી. વીસ વર્ષ પછી પોનટસના એરીયોબારઝેનીસે બળવો કર્યો; અને ત્યાર પછી તરતજ સીરીયા અને ફીનીશીયાના કીનારા પર આવેલાં શહેરો જોડે મળીને કેરીયા, આયોનીયા, લીડીયા, ફ્રીજીયા, અને કેપેડોશીયાના–ટુંકામાં લગભગ આખા એશિયામાઇનરના–સુબાઓએ એક મોટો બળવો કર્યો. બીજાં દશ વર્ષ પછી ઇજીપ્તનો અને હેલીકરનેરીસના આશ્રિત ઉપરાજા મોસોલસની મદદથી મીસીયા અને લીડીયાના નવા સુબાઓ તેમના રાજાની સામે ઉઠયા. પ્રપંચને લીધે અગર સાધનો અને દૃઢતાની ખામીને લીધે આ એક પછી એક બધા બળવાખોરો ધૂળધાણી થઇ ગયા એ વાત ખરી; પણ જે સામ્રાજ્યના મોટા અમલદારો આવાં કામો કરવાને આટલી બધી વખત હિંમત બીડે તે સામ્રાજ્યનો નાશ પાસે આવતો જાય છે.

સુબાઓમાં વધતા જતા આ અસંતોષના કારણોને માટે બહુ દૂર જવું પડે એમ નથી ગયા પ્રકરણના અંતમા આપણે કહ્યું છે કે અરટેઝરસીસના રાજ્યની શરૂઆતમાં જનાનખાનાની સત્તાને લીધે ફરમાશીઓ ભ્રષ્ટ થતા જતા હતા, અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ રાજાને છળપ્રપંચથી રાજ્ય ચલાવતો, શત્રુઓને પૈસા આપી ફોડતો, અને ભાડુતી લશ્કરની મદદથી પણ ઇજીપ્ત પાછુ લેવાને નિષ્ફળ થતો તેમણે જોયો આ બધાની અસર તેમના પર ઘણી માઠી થઇ તેઓએ માનવા માંડયુ કે સામ્રાજ્ય હવે લય પામવાનુ, અને સુસામા પણ બીક પેઠી કે પશ્ચિમના એક ઝપાટાથી તે ભોય ભેગુ થઈ જશે ચોથી સદીના પહેલા સીત્તેર વર્ષમા શહેનશાહના અમલદારોએ ગ્રીક રાજ્યદ્વારી બાબતો પર વધારે ને વધારે ધ્યાન આપવા માંડયુ બને તેટલા ગ્રીકો રાજાની ચાકરીમા રાખવાથી જ તેમને સંતોષ થયો નહિ, પણ જે ગ્રીક રાજ્યદ્વારીઓ ગ્રીક રાજ્યોને એકઠાં થતા અટકાવવામા અગર એકાદ ગ્રીક રાજ્યની વધતી જતી સત્તા પર કાબુ મુકવામાં મદદ રૂપ થઇ પડે એમ હતુ તેમને ફોડવામા અગર મદદ કરવામા તેઓએ એટલા બધા પૈસા વેર્યા કે એક પ્રસિદ્ધ ફ્રામામા એક ગ્રીક વક્તાએ કહ્યુ છે કે શહેનશાહના ખરા તીરંદાજો કદી પણ ભય પમાડે તેના કરતાં તેના સિક્કા ઉપર પાડેલા તીરંદાજો ગ્રીસને માટે વધારે ભય ઉત્પન્ન કરતા હતા

આટલી બધી લાંચરૂશવતોથી, અને શત્રુના સીપાઇઓ અને રાજ્યદ્વારીઓને ફોડીને રાજ્યવંશ અને સામ્રાજ્યનુ નસીબ થોડીકવાર ઝળકતુ બનાવવામા આવ્યું ૩૫૮ મા વરસમા અરટેઝરસીસ જેમનના મરણ પહેલાં પશ્ચિમના સુબાઓનો બળવો બેસાડી દેવામા આવ્યો હતો તેના વારસ ઓકસે ગાદીએ આવવાને અઢારમી સદીના કોઇ તુર્કીના સુલતાનની માફક પોતાના સગાને મરાવી નાખ્યો એ વખત નિષ્ફળ ગયા પછી, ભાડુતી ગ્રીક

લશ્કરની મદદ વડે આશરે ૩૪૬ માં તેણે ઇજીપ્તને વશ કર્યું; અને આવીજ મદદથી સીડન અને સાઇપ્રસનો ટાપુ વશ કરવામાં તે ફતેહમંદ નીવડયો. પણ જે પાશ્ચાત્ય પવનના ભારે ઝપાટાથી સામ્રાજ્યનો દીવો ઓલવાઇ જવાનો હતો તે જ પવનને લીધે તે ઓલવાઇ જતા દીવાએ છેલ્લી વારનો પ્રકાશ ફેંકી લીધો. ઉપર-ઉપરનાં થીગડાં દેવાથી સામ્રાજ્યનો ખવાટ ઓછો થયો નહિ, અને આખરે થોડાં વર્ષ પછી જ્યારે ઘેરાયલું વાદળ તુટી પડયું ત્યારે ઇરાનને માટે નહિ પણ પોતાના વેપારી હકકોને માટે લડતાં બે ત્રણ શહેરો સિવાય પશ્ચિમ એશિયામાં કોઇપણ તેની સામે ટકાવ કરી શકે એમ નહોતું.

## મેસીડોનીયા.

પાશ્ચાત્ય દૃષ્ટિમર્યાદા ઉપર થોડો વખત થયાં વાદળાં ઘેરાતાં હતાં. વીસ વર્ષ પહેલાં મેસીડોનીયાની ગાદી ઉપર એક અદ્‌ભૂત રચનાશક્તિ અને ચોકકસ ઘણાં જ લક્ષ્યબિંદુઓ ધરાવતો માણસ આવેલો હતો. તેનો વારસો–બલ્કે તેણે છીનવી લીધેલું રાજ્ય, કારણ કે પોતાની આગળ થઇ ગયલા રાજાનો તે હકકદાર વારસ નહોતો–જે બાલ્કન દ્વીપકલ્પના દક્ષિણ ભાગનો મધ્ય પ્રદેશ હતો. આ પ્રદેશ ચારે પાસે ડુંગરોથી ઘેરાયલાં મેદાનોનો બનેલો હતો અને તેની વચમાં વચમાં પણ ડુંગરો હતા. તેની વસ્તી મજબૂત શહેરીઓ અને ગામડીયાઓની તેમજ ચપળ પહાડી લોકની બનેલી હતી. તેઓ બધા ગ્રીક લોકોની જાતનાજ હતા. પણ તેમનામાં ઘણું કરીને ઉત્તરમાંથી આવેલા લોકનું લોહી વધારે પ્રમાણમાં હતું. આ લોકો ઘણાક કાળ પર ડાન્યુબ નદીના પ્રદેશમાંથી દક્ષિણમાં આવ્યા હતા. કેટલાંક કારણોને લીધે મેસીડોનીયનોની–જુદા જુદા લોકોને એક સામાન્ય નામ આપીએ તો–સામાજિક વૃદ્ધિ તેમના દક્ષિણના પિત્રાઇઓ જેટલી

ઝડપથી થઇ નહોતી. તેમનાથી શ્રેષ્ઠ એવા ઇજીપ્ત સુધારાના સંબંધમાં તેઓ કદી પણ આવ્યા નહોતા તેમજ તેમની આગળ થઇ ગયેલા કેળવાયલા લોકો જોડે તેઓ જોડાયા નહોતા. તેમનો મુલક સળંગ, બંદરો વિનાનો, મોજશોખવાળાં શહેરોથી દૂર અને મુકાબલે કઠોર હવાપાણીવાળો હતો. તેની આકૃતિ એવી હતી કે તેઓને શહેરી રાજ્યો ઉભાં કરવાને અને રાજકીય બાબતોમાં મશગુલ રહેવાને લાલચ થાય નહિ. પણ આ બધાના બદલામાં ચોથી સદીમાં તેઓ તાજા, ઐક્ય થવામાં જાતીય અગર રાજકીય અડચણો વિનાના અને કોઇ પણ દક્ષિણના ગ્રીક રાજ્ય કરતાં વધારે કુદરતી સાધનો ધરાવતા હતા. મેસીડોનીયા પોતાની જાતને સારામાં સારૂં અનાજ પૂરૂં પાડે તેમ હતું અને તેમાં સોનાની ખાણો હજી અનામત હતી. પણ સૌથી અગત્યની ચીજ તો એ છે કે ગ્રીમની જોડે સરખાવતાં મેસીડોનીયા એક મધ્ય યુરોપનો પ્રદેશ હતો, અને તેણે બાદશાહી મત્તા મેળવી તે વખતે જ યુરોપખંડ પરના લોકોને ભૂમધ્ય સમુદ્ર પર આવેલા દ્વીપકલ્પની પ્રજા પર સરસાઇ મેળવતા ઇતિહાસમાં આપણે પહેલવહેલા જોઇશું.

મેસીડોનનો ફીલીપ જે લડાઇ તેમજ સુલેહ બંનેની બાબતોમાં કેળવાયલો હતો તેણે એકમેકથી અતડા રહેતા ગ્રીકોની નબળાઇ જોઇ; તેમજ પોતાના લોકને તે કેવા મજબૂત બનાવી શકે તે પણ તેના ધ્યાનમાં આવ્યું; અને ગ્રીસની જુદી જુદી કોમોને હરાવી શકે એવી એક હથિયારબદ્ધ પ્રજા બનાવવાને તેણે પહેલેથી જ અસંત પરિશ્રમ સાથે વ્યવસ્થા કરવા માંડી. આ કામ તેણે વીસ વર્ષમાં પાર પાડયું. શરૂઆતમાં તેણે પોતાના મુલકની દક્ષિણ-પૂર્વે આવેલી કિંમતી ધાતુની ખાણો ખોદવા માંડી અને તેના પૈસાથી ભાડુતી લશ્કર આણ્યું. તેણે મેસીડોનીયાના ગામડિયાઓને ગાઢ વ્યૂહમાં રહીને લડતાં શીખવ્યુ. આ રચના થીબનોની રચના કરતાં વધારે સહેલાઇથી ફેરવી શકાય

તેમ હતું અને થીબનો કરતાં તેના માણુસોના ભાલા વધારે લાંબા હતા. મધ્યમવર્ગના લોકોને ભારે આયુધો ધરાવનારા ઘોડેસ્વારોની તાલીમ આપવામાં આવી દેશના અંદરના ભાગની કોમો જોડેની લઢાઇમાં પોતાના સીપાઇઓને તેણે કમી જોયા અને પોતાનો મુલક એટલો વધાર્યો કે પોતાની ઇમેથીયન ટોળીઓ કરતાં તે ઘણા વધારે યોદ્ધાઓ ધરાવવાને શક્તિમાન થયો આ રાજકીય લશ્કરને તેણે ૭ વર્ષ સુધી મહેનત કરીને સંપૂર્ણાવસ્થામાં આણ્યું; તે એટલે સુધી કે લઢાઇનો ધંધો જ લઇ બેઠેલા કોઈ પણ ભાડુતી લશ્કરના ટોળા જેટલું જ તે લઢવામાં ટેવાયું ફેર ફક્ત એટલો જ કે તેનું લશ્કર વધારે મોટું હતું અને તે વધારે પાણીદાર હતું ૩૫૩ના વર્ષની વસંત ઋતુમાં તે તૈયાર થયું કે તરત જ ગ્રીક રાજ્યોના સંસ્થાનોમાં ઘુસવાને માટે તેને પંદર વર્ષ સુધી લઢાઇ કરવી પડી આમાં ખાસ કરીને તેણે એથેન્સના મુલકો પર વધારે દાઢ રાખી અને મેસીડોનીયા અને થ્રેસમાંના તેના કેટલાંક દરિયામાર્ગે વેપાર કરતા સંસ્થાનો પર હુમલા કર્યા થ્રેસમાંના અને શેરસોનીસ પરગના વિગ્રહ પછી તે ગ્રીસમાં આવ્યો અને આખરે થરમોપીલેની પેલી બાજુ ધસી ગયો ત્યાર પછી તે થોડોક વખત બાલ્કન દ્વીપકલ્પમાં પાછો ફર્યો, તેણે આડ્રીયાટીકથી કાળા સમુદ્ર સુધી તેને લુટયો, અને અંતમાં તેના કીનારા પરના છેલ્લા અને સૌથી મોટા સ્વતંત્ર ગ્રીક શહેરો પેરીન-થસ અને બીઝેનટીયમ પર હુમલો કર્યો છેવટે તે ૩૩૮ માં પોતાના સઘળા સૈન્ય સાથે દક્ષિણમાં આવ્યો અને કીરોનીયાની એક લઢાઇમાં ગ્રીસની એથેન્સ અને થ્રેમ જેવી બે મોટી સત્તાઓને કચરી નાખી, અને આખરે સ્પાર્ટા સિવાય-જેને માટે તેને દરકાર નહોતી-દરેક ગ્રીક રાજ્ય પાસે પોતાનું સર્વોપરિપણું કબુલ કરાવ્યું. એક યુરોપીયન પ્રજા બનાવવાને અને યુરોપીયન મહારાજ્ય સ્થાપ-વાને ફીલીપે જે આ બધું કર્યું તેનું અહીં આથી વધારે વર્ણન

કરવાની જરૂર નથી. આપણે તો આ બધાનો જે અંત આવ્યો તેનું કામ છે; કારણ કે એ બધાનું પરિણામ એ આવ્યું કે તેણે એ પ્રજા અને એ સામ્રાજ્યને એશિયા ઉપર ઉતરી પડવાને તૈયાર કર્યાં. ફીરોનીયા પછી એક વર્ષે કોરીન્થમાં મળેલા મંડળે ઇરાન ઉપર વેર લેવાને ફીલીપને મધળા ગ્રીકોનો સેનાધિપતિ નીમ્યો.' આખરે એશિયા પર હુમલો કરવાને માટે પોતાના લશ્કરને તેણે કેટલો વખત થયાં જાણીજોઇને નિર્માણ કર્યું હતું તે આપણે જાણતા નથી. ૩૪૧ માં એથેનીયનોએ ઇરાની શહેનશાહને ખુલ્લે-ખુલ્લું કહી દીધું હતું કે મેસીડોનીયન રાજાની એવી ઇચ્છા હતી અને ચાર વર્ષ પહેલાં પ્રખ્યાત વક્તા ઇસોક્રેટીસે ફીલીપને જાતને લખેલા એક ખુલ્લા કાગળમાં જાહેર રીતે એ વાત સૂચવી હતી. ફીલીપ દીર્ઘદર્શી અને દઢ મનનો હોવાથી તેને આવો વિચાર નાન-પણમાં સ્ફુર્યો હોય અને તે આ બધો વખત તેના મનમાં ઘોળાયાં કરતો હોય તો તે અશક્ય નથી જ્યારે ફીલીપ જુવાન હોઇ થેબી-સમાં હતો ત્યારે ઘરડો એજીસીલસ જેને બીજા ઘણા ગ્રીક કરતાં પૂર્વ પર હુમલો લઇ જવાનો વિચાર પહેલો આવ્યો હતો તે પોતાની ઘણી વખત નિષ્ફળ ગયેલી યોજનાને પાર ઉતારવાને રસ્તો ખોળતો હતો, અને અંતમાં ફીલીપ ગાદીએ આવ્યા પછી એક છેલ્લો પ્રયત્ન કરવાને તે ઇજીપ્ત ગયો. એ વાત તો ખરી કે ઘણો વખત થયાં લોકોમાં એવી ગપ ઉડતી હતી કે જે કોઇ લશ્કરી સત્તા હેલસ પર કાબુ ધરાવશે તેને પ્રથમ પોતાના સ્વાર્થને માટે અને ત્યાર-પછી પ્રજાકીય ફરજને લીધે એશિયા જોડે લડવાની ફરજ પડશે. ઇરાની શહેનશાહ આ વાત ખાસ જાણતો હતો. એથેનીયન લોકોએ તેને ૩૪૧માં ચેતવણી આપ્યા પછી, એશિયા માઇનરની ઉત્તર-પશ્ચિમના તેના સુબાઓને ફીલીપના શત્રુઓને દરેક પ્રકારે મદદ કરવાને તેણે ફર-માવ્યું અને મોટે ભાગે તેમની મદદને જ લીધે ૩૩૯માં બીઝેનટાઇનો

પોતાની દીવાલો આગળથી મેસીડોનીયનોને હાંકી કાઢવાને સમર્થ થયા કેરીયાના રાજા જોડે ફીલીપે ક્યારનીએ મિત્રાચારી બાંધી હતી અને હમણાં તે એશિયા માઇનરના ઉત્તર–પશ્ચિમ ભાગમાં ઘુમવાને ફાંફા મારતો હતો. તેથી કરીને તેને પોતાના મુખ્ય સરદાર પારમીનીયોના હાથ નીચે થોડુંક મોખરાનું લશ્કર ડાર્ડેનલ્સની પેલીપાર મોકલાવ્યું અને ૩૩૬ના વર્ષની પાનખર ઋતુમાં એક મહાન સૈન્ય સાથે પોતે તેની પૂંઠે જવાનું રાખ્યું આ લશ્કરમાં ભરતીને માટે તે બાર મહિના થયા માણસો મેળવતો હતો, તેને કવાયત શીખવાડતો હતો અને તેને માટે સામગ્રી એકઠી કરતો હતો જે ઉન્હાળીને દહાડે તે આ સાહસિક કામ માટે નીકળવાનો હતો તે આવી પહોચ્યો, પણ તેના નસીબમાં તે કામ કરવાનું લખેલું નહોતું. રમતગમતો જોવાને જેવો તે પોતાના તંબુમાંથી બહાર નીકળ્યો કે તરતજ એક ખાનગી શત્રુએ તેનું કાટનું કાઢી નાખ્યું, અને તેના જુવાન દીકરા એલેકઝાન્ડરને શરૂઆતમાં મિત્રો કરતા શત્રુઓ વધારે પ્રમાણમાં ધરાવતી ગાદી ફરીથી સ્થાપન કરવાને ઘણું કરવાનું હતું

## એલેકઝાન્ડરનો પૂર્વમાં વિજય

ઘોડ વર્ષ પછી એલેકઝાન્ડરના મિત્રો તેમજ શત્રુઓને લાગ્યું કે ફીલીપની જગ્યાએ તેના કરતા પણ એક મોટો લડવૈયો ગાદીએ આવ્યો હતો, અને તેના બાપની એશિયા જીતવાની યોજનાને તેને હાથે ખનેલ પહોંચશે નહિ ડાન્યુબ નદી લગીના મેસીડોનીયાના પડોશીઓને તેમજ ગ્રીક દ્વીપકલ્પના બધાં રાજ્યોને એક નિર્ણયાત્મક વિગ્રહથી તેણે તરતજ કબજામાં આણ્યા કોરીન્થ આગળ સઘળા ગ્રીક રાજ્યોના પ્રતિનિધિઓ ફરીથી એકઠા થયા અને તેમણે ફીલીપના દીકરાને ગ્રીસના સેનાધિપતિ તરીકે કાયમ કર્યો. પારમીનીયોને પાછો એશિયામાં મોકલવામાં આવ્યો અને તેણે ડાર્ડેનલ્સના

સામા કીનારાનો કબજો લીધો. ૩૩૪ ની વસંતઋતુમાં લગભગ ૪ હજાર ઘોડેસ્વાર તથા પાયદળ લશ્કર લઇને અને તે વખત પ્રમા અસાધારણ કાબેલ એવા બીજા મદદનીશ માણસો સાથે રાખીને એલેકઝાન્ડરે ઇરાની ભૂમિ પર પગ મૂકયો. તેની સામે પશ્ચિમ પ્રા તોના સુબાઓએ ઉભા કરેલા એક તેના જેટલાજ સ્થાનિક લશ્ક સિવાય નિયમસર લઢાઇ કરવાને બીજું કોઇ લશ્કર એશિયા માઇ નરમાં નહોતું. જો તેમાંથી ભાડુતી ગ્રીકોની ટોળીઓ બાદ કરીએ તે આ લશ્કર મેસીડોનીયન લશ્કર કરતાં લઢવામાં ઘણું જ ઉતરતું હતું. હેલીસપોન્ટના કીનારા પરથી પારસીનીયોએ તેમને હાંકી કાઢયા હોવાથી મારમોરા સમુદ્રમાં દાખલ થતી સૌથી નજદીકની ગ્રેનીકસ નદીને સામે કીનારે તેઓ ગ્રીકોની વાટ જોતા ઉભા. આમ કરવામાં તેમનો હેતુ એલેકઝાન્ડરને પોતાના તરફ ખેંચવાનો અગર ત્યાં નહિ આવતાં જો તે આગળ વધે તો તેની પાછળ ફરી વળવાનો હતો. પણ તેમને બહુવાર થોભવું પડયું નહિ. એક દિવસ બપોરે ભા. આયુધોથી સજ્જ થયેલા મેસીડોનીયન ઘોડેસ્વારોએ નદી ઓળંગી જઇને એશિયાટીક લશ્કરને વાઢી નાખ્યું અને ફેલેન્કસને માટે રસ્તો મોકળો કરીને રાત પડતાં પહેલાં ગ્રીક ટોળીઓનો પૂરેપૂરો ઘાણ કાઢી નાખવામાં તેને મદદ કરી. ઇરાની મહારાજ્યના બીજા પ્રાંતો-માંથી એક વધારે જબરું લશ્કર ઉભું થઇને પશ્ચિમમાં આવે નહિ ત્યાં સુધી હવે એલેકઝાન્ડરને એશિયાટીક શહેરોનાં બચાવકામો તોડવાનું અને પહાડી લોક જોડે લઢવાનું કામ રહ્યું. પણ આમ લશ્કર ઉભું કરતાં ઘણા મહિના વહી જાય તેમ હતું; અને તે કામને માટે ખરેખર એક આખું વર્ષ લાગ્યુ. પણ કેટલાંક પશ્ચિમનાં શહેરોએ તેને આગળ વધવામાં ઘણી અડચણો કરી. ફયોલીયા, લીડીયા અને આયોનીયાએ જો કે કાંઇ જાણવાજોગ બચાવ કર્યો નહિ તો પણ કેરીયાનાં બે મુખ્ય શહેરો, માઇલીટસ અને હેલીકેરનીસસ જેઓ

સો વર્ષ થયાં સ્વતંત્રપણે ઇજીપ્તના વેપારમાં મોટો મોટો ભાગ ધરાવતાં હતાં તેઓ એક લશ્કરી સત્તાની જાગીરો થવાને રાજી નહોતાં. ગ્રીક પ્રજાના પુરાણા પીડનારની સામે ધાર્મિક લઢાઇ કરવાનું એલેકઝાન્ડરનું બહાનું તેઓ આગળ ચાલ્યું નહિ તેમજ એશિયા કે યુરોપમાં કોઇ પણ ગ્રીકો તેથી પીગળ્યા નહિ. પાછલાં સીત્તેર વર્ષથી જ્યારથી ઇરાની કબજામાંથી ગ્રીમના છુટકારાના ઓચ્છવો ઉજવવાને બદલે તેના પર વળતો હુમલો લઇ જવાની વાતો થવા માંડી હતી ત્યારથી લોકોની ધાર્મિક વેર લેવાની ઉત્કંઠા જતી રહી હતી અને તેને બદલે ઇરાનને લુંટવાની ઇચ્છા ઘણી પ્રબળ થઇ હતી. આથી કરીને એશિયામાં લઇ જવાનો કોઇ પણ ચોકકસ હુમલો વિજયી નીવડવાથી જેઓની કમાણીની બારીઓ બંધ થાય એમ હતું તેઓમાં આવા હુમલાથી જુસ્સો નહિ પણ અદેખાઇ ઉત્પન્ન થઇ. એલેકઝાન્ડરને મદદ કરવા માટે કોઇ પણ આગેવાન ગ્રીક રાજ્ય વહાણો તથા માણસો સાથે બહાર પડયું નહિ, અને માઇલીટસ લીધું ત્યારથી તેની ખાતરી થઇ કે પોતાનાંજ સ્વાર્થ માટે અને પોતાનાજ લોકો વડે તેનો બધો ભાર ઉંચકવાનો હતો. તે વખતથી તેણે ગ્રીકો તરફથી મદદની આશા છોડી દીધી, અને જ્યાં સુધી એશિયા માઇનર, સીરીયા, ઇજીપ્ત અગર ગમે ત્યાંથી પણ દરિયા પર જવાના મથકો માર્ગો કાબુમાં આવ્યા નહિ ત્યાં સુધી ઇરાની રાજ્યની મધ્યમાં કુચ કરવાનું માંડી વાળ્યું.

હેલીકેરનીસસ અને કેરીયા લીધા પછી એલેકઝાન્ડરે એશિયા માઇનરના પશ્ચિમ ભાગમાં પોતાના લશ્કરને ફક્ત ફેરવ્યા કર્યું, અને એ રીતે એશિયા ખંડમાં પોતે કરેલો પગપેસારો મજબૂત કર્યો. કેટલીક જગ્યાએ તેને ઘણા કાળથી સ્વતંત્ર રહેલા પહાડી લોકો જોડે સામનો થતો અને તેમનાં એકાદ બે શહેરો જોડે તેને શરતો

કરવી પડી. પણ શિયાળો આવતાં સુધીમાં તો એનેટોલીયા તેના કબજામાં આવી ગયો અને તે સેંકેરીયાની ખીણમાં આવેલા ગોરડીયનમાં આવી રહ્યો. આ જગ્યાએથી તે હેલીસપોન્ટ જોડેનો વહેવાર નિર્ભયપણે ચલાવી શકે એટલુંજ નહિ પણ એક સહેલે રસ્તેથી એશિયામાં આગળ જવાને તૈયારી કરી શકે તેમ હતું. પૂર્વ એશિયામાઇનર એટલે કે કેપેડોશીયા, પોન્ટસ અને આરમીનીયાને તેણે છેડયો નહિ; અને હવે પછી થનારી એ મોટી લડાઇમાં ઇરાનની બાજુએજ તેમનું લશ્કર ગોઠવાશે. ઇરાનથી ઘણા વખતથી ખરું જોતાં સ્વતંત્ર રહેલા એવા બીથીનીયા અને પેફ્લેગોનીયા જેવા ઉત્તરના કેટલાક પ્રાંતોને પણ તે અડયો નહોતો. જે મુલકો સામ્રાજ્યના પતનની સાથેજ પડે એવા હતા અને તે દરમ્યાનમાં પશ્ચિમ એશિયા માઇનરમાંથી જેમના પર સારી રીતે કાબુ રહી શકતો હતો તેવા મુલકો જીતવાને હમણાં તેને અવકાશ નહોતો. તેનું લક્ષ્યબિંદુ તો એશિયાના અંતર ભાગમાં હતું, અને તે જાણતો હતો કે તેને દરિયામાર્ગેજ બીવાનું હતું. ઇજીપ્ત અને લેવાન્ટના કીનારા પરનાં મુખ્ય શહેરો જો ગ્રીક કાફલાઓ જોડે મળી જાય તો તે ભયમાં આવી પડે. આથી કરીને વસંતઋતુ બેસતાજ તે ગીલીશીયામાં ઉતરી પડયો અને સામ્રાજ્યના મધ્ય ભાગમાં કુચ કરતાં પહેલાં સીરીયા અને ઇજીપ્તના બંદરો પોતાના હાથમાં લઇ લીધાં.

ઇરાની રાજાધિરાજ, જે ડરાયસ નામ ધારણ કરનારાઓમાં છેલ્લો અને સૌથી નબળો હતો, તેને પોતાના પર કેટલો મોટો ભય આવી પડયો હતો તેની ખબર હતી અને તેથી કરીને દક્ષિણ મુલકોના દરવાજામાં હલ્લો લાવનારને કચડી નાંખવાને તે આખા મહારાજ્યમાંથી ઉભા કરેલા એક મહાન સૈન્ય સાથે આવ્યો. તેણે શત્રુને લેવાન્ટ કીનારાના ખુણાનું ચકકર લેવા દીધું અને પોતે એમેનમની પાછળ છુપાઇ રહેલો હોવાથી ડુંગરોમાંથી નીકળી આવીને

પર્વત અને સમુદ્ર વચ્ચે આવેલી ઇસસની ખીણમા મેસીડોનીયન રાજાને પાછો ફરતો અટકાવવાને ઉભો. જો આ જગ્યાએ એલેકઝાન્ડર સિવાય બીજો કોઇ સરદાર હોત અને તેના સીપાઇઓ ઓછા કેળવાયલા હોત તો પૂર્વના એક ઘટ્ટ અને કવાયતી લશ્કરે ઘણું કરીને ત્યાંજ તેના હુમલાનો છેડો લાવી દીધો હોત; પણ ડરાયસનું લશ્કરે તો ઘટ્ટ તેમજ કેળવાયલું પણ નહોતું જગ્યા ઘણી સાંકડી હોવાને લીધે તેનો ખીચડો થઇ ગયો અને એલેકઝાન્ડર અને તેના સૈન્યે ઇરાનીઓને પોતાની મેળેજ તેમના હાથમા આવેલા જોયા. ગ્રેનીકસની લઢાઇ કરતા કાઇ અહીં યુદ્ધ ઝાઝો વખત ચાલ્યું નહિ, અને કતલ પણ તેટલીજ ભયંકર થઇ. ડરાયસની છાવણી, તેનો સરસામાન, બાદશાહી જનાનો, ગ્રીક રાજ્યો તરફથી આવેલા પત્રો અને સેનાધિપતિનું કાટલું કાઢવાને મોકલેલા ગ્રીક એલચીઓના માણસો, બધું અલેકઝાન્ડરના હાથમા જઇ પડયું.

સામ્રાજ્યમાંથી આવું બીજું લશ્કર ઉભું કરતાં ઓછામા ઓછા બાર મહિના વીતી જશે એમ તેની ખાતરી હોવાથી એલેકઝાન્ડર સીરીયામાં ઉતર્યો. આ સાકડા પ્રદેશમા, આપણે જોયું છે તેમ, તેણે કીનારાપરનાં શહેરો ઉપર જ મુખ્ય ધ્યાન આપ્યુ એશીયામા ઘુમતા પહેલા બધા બંદરો તેના હાથમાં હોવા જોઇએ તેમાના નબળાઓથી વિજયી સૈન્ય સામા માથું ઉંચકાય તેમ નહોતુ; પણ તે બધામા મુખ્ય ટાયર, જે પૂર્વના વેપારની રાણી હતું, તેને પોતાના બેટ પાર આવેલા કિલ્લાના દરવાજા બંધ કર્યા, અને એલેકઝાન્ડરની સામું તેની જીંદગીનું અઘરામા અઘરૂં લશ્કરી કામ ખડું થયું. પણ ઇજીયન સમુદ્રમા ફરતા શત્રુના કાફલાઓનુ મુખ્ય મથક લીધા વગર આવે તેમ નહોતું, અને તેથી તે લેવાને તેણે દરિયાપાર પૂલ બાંધ્યો. ઇજીપ્તના રસ્તાપર આવેલું બીજું શહેર ગાઝા, તેના સાધનો ટાયર કરતા ઓછાં હોવા છતા પણ તે જ પ્રમાણે સામું થયુ, અને એને-

અને પોતાની અંદર ઓક લશ્કર જે જે ગાબડાં પાડતું તે ઝટ પૂરી શકતા હતા. આવી રીતે ઘણોક સમય લડાઇ કોની તરફેણમાં જશે તે અનિશ્ચિત હતું. પણ તેટલામાં ડરાયસ જાતેજ મેસીડોનીયન ઘોડેસ્વારોના હુમલાથી ગભરાઇ ગયો અને પૂંઠ ફેરવીને નાઠો. ગ્રીકોને આ રીતે વિજય મળ્યો. આ વિજયને માટે એલેકઝાન્ડરના માણસો ફીલીપની કવાયતે તેમનામાં જે દ્દઢતા આણી હતી તેને આભારી હતા ખરા. પણ છેલ્લે શત્રુના રાજાએ જે નીચકારાપણું બતાવ્યું તેનો પણ આભાર માનવો તેમને ઘટે છે.

એક વર્ષ સુધી ઇરાની બાદશાહે એક જગ્યાએથી બીજી જગ્યાએ નાસભાગ કર્યા કરી, અને ત્યાર પછી તે મધ્ય એશિયામાં જવાના રસ્તા ઉપર મરણપથારીએ પડેલો પકડાયો; પણ ત્યાર પહેલા તો બીજી એકે લડાઇ લડયા સિવાય તેની ગાદી ક્યારનીએ એલેકઝાન્ડરના હાથમાં જઇ ચુકી હતી. ૭ મહિનામાં તો તેણે સામ્રાજ્યની રાજ્યધાનીઓ—બાબીલોન, સુસા, પરસીપોલીસ અને એકબેટના—એક પછી એક લઇ લીધી, અને જો કે ત્યાર પછી તે એશિયામાં આઘે ગયાથી આ શહેરોથી ૭ વર્ષ સુધી દૂર રહ્યો તો પણ આ બધો વખત તેઓ તેને વફાદાર રહ્યાં હતાં તેથી કરીને પ્રાચીન પૂર્વ ઉપર પશ્ચિમે મેળવેલી જીત આરબેલાના દિવસથીજ મળી ચુકેલી કહી શકાય.

# પ્રકરણ ૬

## ઉપસંહાર

આ પછી દશથી પણ ઓછાં વર્ષમાં એલેકઝાન્ડર બાબીલોનમા મૃત્યુ પામ્યો. અત્યાર સુધીમાં કોઇપણ પ્રકરણમાં આપણે જોઇ ગયા તેના કરતાં પૂર્વમાં એણે વધારે રાજ્યો જીત્યાં હતાં. એણે જેટલાં રાજ્યો લીધાં તેટલાં દુનિયામાં અસ્તિત્વમાં પણ હતાં કે કેમ એની પણ એના બાપદાદાઓને ખબર નહોતી. અફઘાનીસ્તાન, રૂશીઆઇ તુર્કસ્તાન, પંજાબ, સિંધ અને બલુચીસ્તાન જેવી વિશાળ જગ્યાઓ તેણે પોતાની જાતે જીતી હતી અને પોતાના લશ્કર તથા સુબેદારોના હાથ હેઠળ મુકી હતી. આ મેસીડોનીયન ગ્રીક, જે પૂર્વમાં અત્યાર લગી થઇ ગએલા કોઇપણ બાદશાહ કરતાં મોટો હતો, તેણે પહેલાંથી જ એશિયાના મધ્યભાગમા પોતાની રાજ્યધાની સ્થાપવાનો વિચાર રાખ્યો હતો, અને એના હાથ નીચે પૂર્વ અને પશ્ચિમ જુદા ન રહેતાં ભેગા મળેલા લોકોથી વસાયલો એક અખંડ પ્રદેશ બની રહે એમ તેનો ઇરાદો હતો. પણ આ ઇરાદો પાર પડતાં પહેલાં તેને ઇશ્વરના દરબારમાં પોતાનો હેવાલ આપવા ખડા થઇ જવું પડયું. એની સ્ત્રીના પેટમાં રહેલા બાળક સિવાય કોઇ પણ હકદાર વારસ તે પોતાની પાછળ મુકી ગયો નહિ. હવે શું કરવું ? ખરી બીના શી બની તે આપણે જોઇશું.

ઘણીવાર એમ કહેવાય છે કે એલેકઝાન્ડરના રાજ્યનો અંત તેની જોડે જ આવ્યો. જો આપણે મહારાજ્યનો અર્થ એક જ બાદશાહના છત્ર તળેનું રાજ્ય એમ કરીએ તો એ વાત ખરી છે. એની પછી મતલજ અને ડાન્યુબ નદીની વચ્ચે આવેલા વિશાળ

ફ્રઝાન્ડરને નાઇલપર આવતાં આવતાંમાં તો વર્ષનો મોટો ભાગ વહી ગયો. ઇજીપ્તનો આનાકાની કર્યા વગર જ તેને તાબે થઇ ગયા, કારણ કે તેઓ ઈરાનીઓના તાબામા કદીપણ ગઝીખુશીથી રહ્યા નહોતા અહી પણ એલેક્ઝાન્ડરને કીનારાપરના પ્રદેશો હાથમાં રાખવાની ઇચ્છા હતી સૌથી પશ્ચિમમાં આવેલું સાઇરીન હજુ સ્વતંત્ર હતું અને તેથી કરીને તેનો ભય રહ્યો હતો. બીજો ભય નાઇલનાં મુખો ખુલ્લા હતાં તેનો હતો. પણ જેવો તે હલ્લો કરવાને આરમેરીકામાં આવ્યો કે સાઇરીને પોતાની તાબેદારીનું કહેણ મોકલ્યું, અને આવી રીતે પહેલો ભય દૂર થયો. બીજો ભય તેણે એલેક્ઝાન્ડ્રીયાનું બંદર સ્થાપીને દૂર કર્યો ભવિષ્યમા આ શહેર જેટલું મોટું થયું, ગ્રીક અને યાહુદી લોકોની ખીલવણીમા તેણે જે ભાગ ભજવ્યો અને આજદિન લગી પણ તેનામાં જે સામર્થ્ય રહ્યું છે તે જોતા એલેક્ઝાન્ડરની જીંદગીનું તે સૌથી સંગીન કામ કહી શકાય તે વખતે પણ ગ્રીક અને ઇરાની કબજાના સમુદ્રોપર તેના સ્થાપનારને કબજો આપવામા તે સાધનરૂપ થઇ પડ્યું. થોડાક મહિનામા જ શત્રુના કાફલાઓ લેવાન્ટમાથી અદૃશ્ય થઇ ગયા અને જે દરિયાના કાણુ વગર એશિયાખંડમા હલ્લો કરવાનું ઘણું જ ભયકર થઇ પડત અને ઇજીપ્તને હંમેશને માટે હાથમાં રાખવાનું અશક્ય યાત તે કાણુ આખરે એલેક્ઝાન્ડરને મળ્યો. આવી રીતે પોતાનો પાયો મજબૂત કરીને તે એશિયામા ઘુસ્યો. ૩૩૧ ની શરૂઆતમા અમલના ઉત્તરને રસ્તે થઇને તે ધીમે ધીમે ફીલીસ્ટીયા અને પેલેસ્ટાઇનમાં ગયો અને ત્યાથી સીરીયામાં આવેલા હમાદનું ચક્કર લઇને યુફ્રેતીસ પર આવેલા થેપસેક્સ શહેરમાં આવ્યો રસ્તે આવતાં જે ટાયરે તેને આગલે વર્ષે આટલી બધી મહેનત આપી હતી અને તેનો આગ્યો બધો સમય લીધો હતો તેને તે ચૂપ રહેવાની ધમકી આપતો ગયો યુફ્રેતીસ ઓળંગવામા કોઇ તેની સામે થયું નહિ.

મેસોપોટેમીયામાં કોઇએ તેને અટકાવ્યો નહિ, અને જો કે ટીગ્રીસ ઓળંગતાં તેના લશ્કરને પાંચ દહાડા લાગ્યા, તો પણ તે ઓળંગવામાં કોઇએ તેને હરકત કરી નહિ. પણ ઈરાની બાદશાહ જાતે જ નીનેવેહના ખંડીયેરોથી દક્ષિણે થોડાક દહાડાના રસ્તાપર આવેલા ગૅાગમેલાના મેદાનમાં છાવણી નાંખીને પડયો હતો. દક્ષિણ, પૂર્વ અને ઉત્તરના બધા રસ્તાઓ ત્યાં મળતા હતા અને તે વાટે તેના સામ્રાજ્યમાં ઉભાં કરેલા લશ્કરો તેને આવી મળ્યાં હતાં. હિંદુસ્તાનની સરહદો, ઓક્સસનો પ્રદેશ અને કોકેસસની તળેટી જેટલા દૂરદૂરના પ્રદેશોની લડાયક કોમોમાંથી ઉભા કરેલા લશ્કર ઉપરાંત તેની પાસે થેનીકસપર જેટલા ગ્રીકો કપાઈ ગયા હતા તેનાથી ત્રણ ગણા ગ્રીકોનું એક ભાડુતી લશ્કર હતું. આવી રીતે જાતે પસંદ કરેલા ખુલ્લા મેદાનમાં પોતાથી દશ ગણા લશ્કર સાથે શત્રુને ઉભેલો જોઈને એલેકઝાન્ડર ઘણો ધીમેથી આગળ વધ્યો અને ઇરાની છાવણીની સામે પોતાના લશ્કરને આરામ આપવા ચોવીસ કલાક થંભ્યો. તે પ્રચંડ સૈન્ય પર અંધારામાં હુમલો કરવાનું જોખમ વ્હોરી લેવાની તેમની મરજી નહિ હોવાથી પોતાની છાવણીમાં સવાર પડતાં લગી તે ઘસઘસાટ ઉંઘ્યો અને ઓક્ટોબરની પહેલી તારીખે ભર અજવાળામાં ઇરાનનું ભવિષ્ય નક્કી કરવાને પોતાના માણસો સાથે બહાર પડયો. સાંજ પડતાંમાં તો તે ભવિષ્ય નક્કી થઇ ચુકયું, અને ઘાડા થતા જતા અંધકારમાં છગરવગર થઇ ગયલા પાંચ લાખ માણસો દક્ષિણ અને પૂર્વ તરફ નાસતા માલુમ પડયા. પણ આ લડાઇ, કે જે સાધારણ રીતે આરબેલાની લઢાઇ કહેવાય છે, અને જે રોમની સત્તા પહેલાંની મોટામાં મોટી લઢાઇ હતી તેમાં એલેકઝાન્ડરને સહેલાઇથી જય મળ્યો નહોતો. ભાડુતી ગ્રીક લશ્કરે ઘણો ઝનુની બચાવ કર્યો હતો અને એશિયાટીક લશ્કરો જો કે મૂગે મોઢે માર સહન કર્યાં કરતા હતા તો પણ તેમની પ્રચંડ સંખ્યાને લીધે તેઓ દરેક હુમલો ખાળતા

પ્રદેશના એકજ રાજા તરીકે કોઈપણ રાજ્ય કરવાનો નહોતો. પણ મહારાજ્યનો અર્થ જો આપણે એક જ પ્રજાનું રાજ્ય એમ કરીએ તો ધીમે ધીમે ઓછું થતાં પણ મેસીડોનીયન મહારાજ્ય તેના સ્થાપનાર પછી લગભગ ત્રણસો વર્ષ સુધી ટકી રહેશે, એટલું જ નહિ પણ એની જીતોને લીધે જ અસ્તિત્વમાં આવેલું અને ઘણી-ખરી બાબતોમાં એની રાજ્યનીતિ પ્રમાણે જ ચાલતું એવું પશ્ચિમના લોકોનું એક બીજું મહારાજ્ય પૂર્વમાં ઘણા સૈકાઓ સુધી ટકી રહેવાનું હતું. એક રાજકીય જીત તરીકે એલેક્ઝાન્ડરની જીતની અમરો ઇતિહાસની કોઈપણ જીતની અમરો જેટલી લાંબી પહોંચવાની હતી. એક સુધારાની બીજા સુધારા પરની જીત તરીકે તેની અમરો કદીપણ જડમૂળથી જવાની નહોતી, અને તેમાંની કેટલીક તો કાયમનું ઘર ઘાલીને બેસવાની હતી. આ પ્રકરણનો મૂળ હેતુ એ કાયમની અમરો શી થઇ તે દેખાડવાનો છે. પણ પારકા પ્રદેશમાં વિજયી સુધારાની વૃદ્ધિ જન્મથી જ તે સુધારો ધરાવતા માણસોની રાજકીય શ્રેષ્ઠતા ઉપર મુખ્યત્વે કરીને આધાર રાખતી હોવાથી, જે લોકો જન્મથી જ અથવા કેળવણીથી ગ્રીક હતા તેમની સત્તા પૂર્વમાં કેટલો વખત અને કેટલા પ્રદેશ પર ખરેખરી રહી તે આપણે પ્રથમ જોવું જોઇએ.

એલેક્ઝાન્ડરના મૃત્યુ પછી ત્રીસ વર્ષની ધાલધમાલના પરિણામ રૂપે બે મેસીડોનીયનો પૂર્વનું રાજ્ય પોતાની વચ્ચે વહેંચી લેવાને બહાર આવ્યા. બાકી ગડબડને લીધે ગભરાઇ ગએલા અને ક્ષણભર દૃષ્ટિએ પડી અદૃશ્ય થઈ ગએલા નામના રાજાઓ, તેટલા જ ક્ષણભંગુર રાજ્યપ્રતિનિધિઓ, એકાએક ઉંચે ચઢી ગએલા સુબાઓ અને ક્ષત્રપો અને કાણીઓ એન્ટીગોનસ કે જેની સત્તા ઘડીકવાર આખા પૂર્વ ઉપર જામી હતી—આ બધાઓની દુનિયાએ ઝાઝી દરકાર કરી નહિ, અને આપણે પણ એમની આ જગ્યાએ દરકાર કરીશું નહિ. ચોથા

મૅકાના અંતમાં બાબીલોનીયાના મેથુકમે દક્ષિણ મીરીયા, એશિયા માઇનરના કીનારાનો પ્રદેશ, અને તેની પાસે આવેલા કેટલાક ટાપુઓ સિવાય તમામ જીતવાલાયક પશ્ચિમ એશિયા પર પોતાની મત્તા જમાવી દીધી હતી. આ ટાપુઓ જો ઇજીપ્તના ટોલેમીના કાબુમાં ન હોય તો તેઓ બન્ને રાજાઓની મત્તામાંથી મુક્ત હોવા જોઇએ; અથવા યુરોપની એક થોડો વખત રાજ્ય કરી અદશ્ય થઇ જનારી સત્તાના તાબામાં હોવો જોઇએ અંતમાં મેસીડોનીયન ગાદીને માટે હક્ક ધરાવનારાઓમાંથી સેલ્યુકસ અને ટોલેમી મેજ પ્રાચીન પૂર્વના સુધારા પણ અસર કરી શકે એવા મોટા અને લાંબો વખત ટકી રહેનારા રાજ્યો સ્થાપશે

પહેલા અગર બીજા વર્ગમાં આવે એવા કોઇ પણ ઇતિહાસકારે લખેલો મેલ્યુકસના રાજ્યનો ઇતિહાસ હયાત નહિ હોવાથી અમનના મોટા માણસોમાં આપણને તેને વિષે બહુ જ ઓછી માહીતી છે તે કામ કરવામાં ચાલાક અને નિડર, સાહસ ખેડનારો, લડાઇમાં મરદાઇ લેવાને જન્મથી જ લાયક, દીર્ઘદર્શી અને ખંતીલો હતો એ મિવાય આપણે એને માટે કાંઇ પણ કહી શકીએ તેમ નથી એલેકઝાન્ડરને તેને માટે ઘણું માન હતું અને તેણે એને ઘણો પ્રકાશમાં આણ્યો હતો આ ઉપરાંત એક ઉમદા ઇરાની સ્ત્રી એપામા જોડે તેનું લગ્ન કરાવીને એશિયાઈ મહારાજ્ય ઉપર અધિકાર ચલાવવાને બાબીલોનીયા જ એકલી લાયક જગ્યા છે એવો પોતાનો મત એલેકઝાન્ડરે તેના મગજમાં ઠસાવ્યો હતો મરનારના મુલકની પહેલી વહેંચણી વખતે મેલ્યુકસ કાંઇ પણ બોલ્યો નહિ, પણ જ્યારે ટોલેમીએ પોતાનો અખત્યાર નિર્ભયપણે ઇજીપ્તમાં ચલાવવા માંડ્યો અને શરૂઆતની ધાંધલધમાલ પૂરી થઇ ત્યારે તેણે પોતાને સારુ મુલકની માગણી કરી આ મુલક તે બાબીલોનીયા હતો એન્ટીગોનસની દુષ્ટ બુદ્ધિને લીધે આ પ્રદેશ પહેલાં તો તેના

હાથમાં ગયો નહિ, તો પણ ૩૧૨ માં ટોલેમીની મહેરબાનીથી તેણે તે પાછો મેળવ્યો. આ પછીનાં ૭ વર્ષો તેણે હિંદુસ્તાન સિવાયના પોતાની પૂર્વે આવેલા બધા સુબાઓ ઉપર શ્રેષ્ઠતા સ્થાપવામાં ગાળ્યાં. અને ત્યાર પછી ૩૦૫ માં પશ્ચિમમાં આવીને મધ્ય એશિયા માઇનરમાં ઇપસસ આગળ એન્ટીગોનસને હરાવીને મારી નાંખ્યો. ૨૮૧ માં તેણે એક ગ્રેમના રાજા લીસીમેકસનું કાસળ કાઢ્યું, અને ત્યાર પછી પોતાના વારસોને માટે બેતેર પ્રાંતોનું બનેલું એશિયાઇ મહારાજ્ય મુકીને સેલ્યુકસ થોડા મહિનામાં મરણ પામ્યો. આ રાજ્ય, એશિયા માઇનરમાંની કેટલીક અગત્યની જગ્યાઓ બાદ કરીએ તો, એલેકઝાન્ડરના રાજ્ય જેટલું મોટું હતું.

પૂર્વ અને પશ્ચિમ વચ્ચે વહેવાર જાળવવાનાં મુખ્ય મથકો અને ઇજીયન વગીના જે પ્રદેશમાં તે મથકો આવેલાં તે પ્રદેશો સિવાય એશિયા માઇનરમાં સેલ્યુકસ અગર તેના વારસોના કબજામાં બીજું કાંઇ પણ નહોતું. ઉત્તરે અને ઉત્તર-પશ્ચિમે આવેલા ઘણાં-ખરાં ગ્રીક બંદરોએ વધતાઓછા પ્રમાણમાં પોતાની સ્વતંત્રતા જાળવી રાખી હતી અને દેશની અંદરના ભાગમાં પરગેમમના એક ગ્રીક રાજ્યે પોતાની સત્તા મધ્યમાં આવેલા રેતાળ પ્રદેશ સુધી વધારી હતી. સેલ્યુકસના મરણ પછી પાંચ વર્ષમાં ગોલ્ઝ લોકો જેમને બીથીનીઆના રાજાએ એશિયા માઇનરમાં બોલાવ્યા હતા તેમના ગહેરાણથી સેલ્યુસીડ રાજ્યના વિસ્તારમાં ઉત્તરે એક મોટી અડચણ થઇ. ચોમેર લૂંટફાટ કર્યા પછી સેલ્યુસીડ અને પરગેમીની રાજાઓ મહા મહેનતે આ હઠીલા શત્રુઓને સેંકેરીયા નદીના ઉપલા પ્રદેશમાં ગોધી દેવાને શક્તિમાન થયા. આ ભાગ ત્યારથી ગેલેશીયાને નામે ઓળખાવા માંડયો અને તેની પછવાડે રહીને બીથનીયા અને પેફ્લેગોનીયાનાં રાજ્યોએ પોતાની સ્વતંત્રતા જાળવી રાખી. ઉત્તર-પૂર્વે પણ સ્વતંત્ર રાજ્યો હતાં કેપેડોશીયા, પોન્ટસ અને આરમી-

નીયા જેઓ ઈરાની જાતના રાજાઓના તાબામાં હતાં તેઓ જો કે હમેશાં સેલ્યુસીડ રાજાઓ તરફ મિત્રાચારી ધરાવતાં હતાં તો પણ તેમના તાબામાં કદી પણ આવ્યાં નહોતાં. છેવટે કીનારાઓના પ્રદેશોની માફક મધ્યભાગના પહાડી મુલકોમાં પણ સેલ્યુસીડ રાજાઓનો અધિકાર કદી પણ જામ્યો નહોતો. સેલ્યુકસના મૃત્યુ પછીના સૈકામાં ( એલેકઝાન્ડરના મરણ પછી ત્રેંતાલીસ વર્ષે ) સેલ્યુસીડ રાજ્યને બાજુપર મુકીને આખા પૂર્વ પ્રદેશ ઉપર પણ જો આપણે નજર નાંખીશું તો આપણને જણાશે કે ( પુરાતન પૂર્વનો ) તેનો નવ દશાંશ ભાગ ગ્રીકોના હાથ તળે હતો. ગ્રીક શહેરો અગર પરગણાના હાથ હેઠળ જે ભાગો હતા તે વિષે અહીં કાંઇ વધારે કહેવાની જરૂર નથી. સેલ્યુકસ અને તેના વારસો જેઓ એન્ટીઓકસ સોટરથી માંડીને ઇરાની લોહીના હતા તેઓએ પોતે ખરેખરા ગ્રીક હતા એમ પુરવાર કરી બતાવ્યુ જો આપણે તેમનાં ચિત્રો તરફ નજર કરીશું તો તેઓની મુખાકૃતિ યુરોપીઅન લોકોના જેવી માલમ પડશે. ટોલેમીલેગસ અને તેના કુળના સર્વ રાજાઓ અંત સુધી મેસીડોનીયન ગ્રીકો તરીકે કાયમ રહ્યા; અને દુનિયાનું સૌથી મોટું ગ્રીક શહેર તેમની રાજ્યધાની હતું. બાકી રહેલો દશમો ભાગ ગ્રીક લોકો તરફ ચાહના ધરાવનારા રાજાઓના તાબામાં હતો, અને આ પ્રેમ તેમણે સેલ્યુસીડ રાજાઓ અને પશ્ચિમના ગ્રીકો જોડે મિત્રાચારી રાખીને અને ગ્રીક રહેવાશીઓ અને રીતરિવાજને ઉત્તેજન આપીને પુરવાર કર્યો હતો એલેકઝાન્ડરની જીતથી માંડીને તે રોમના પૂર્વમા આવતાં સુધી મોટા મોટા સત્તાધીશોના આશ્રય નીચે ગ્રીક ધર્મને વૃદ્ધિ પામવાની ઘણી સારી તક હતી. પણ અંતે ગ્રીક અને મેસીડોનીયન રાજાઓ તેમજ તેમના પક્ષના ઇરાની રાજાઓ પશ્ચિમ એશિયાને કયા સુધી ગ્રીક અસર તળે લાવવામા ફતેહમંદ થયા ? જો તેઓ પૂર્વ અને પશ્ચિમ વચ્ચેથી જુદાઇ કાઢી નાંખવા જેટલા નહિ. તો પણ થોડા–

ઘણા પણ ફેરફાર થયા હોય તો તેઓની દરેક અસર કેટલા કેટલા પ્રમાણમાં થઇ ? અને તે શા માટે થઇ તે આપણે જોઇશું.

જે જાતનો ગ્રીક ધર્મ એલેક્ઝાન્ડર એશિયામાં લાવેલો હતો અને જે તેના વારસો પાળતા હતા તેનો ચોક્કસ અર્થ શો હતો તે આપણે પ્રથમ જોઇશું. રાજકીય દૃષ્ટિએ જોતાં એનો અર્થ એમ થતો કે દરેક માણસ જે સમાજનો અવયવ હોય તે સમાજનો તેના નિષ્કામ કર્મ અને પરોપકારબુદ્ધિ ઉપર સંપૂર્ણ અધિકાર છે. આ વાત પ્રત્યેક મનુષ્યે કબુલ કરવી જોઇએ. જે સમાજનો અધિકાર આમ સ્વીકારવામાં આવતો હતો તે એક કુટુંબ અગર કોમ નહોતી પણ એક શહેર અને તેની આગળ પાછળનો મુલક હતો. આ શહેર અને તેનો મુલક બીજાં બધાં શહેરો અને તેમના મુલકોથી જુદો રાખવાનો હતો. સમુદ્ર અને ડુંગરાથી ઘેરાયલાં નાનાં નાનાં મેદાનો અને ટાપુઓથી બનેલા ગ્રીસ દેશની બાહ્યાકૃતિ તેમજ ઇતિહાસે પણ રાજકીય કામકાજને માટે આમ નાની નાની ટોળીઓ બાંધી દીધી અને ગ્રીકોને પોતપોતાના શહેર તરફનો ભક્તિભાવ એજ ખરૂં સ્વદેશાભિમાન છે એમ શીખવ્યું. આ હદની બહાર એવીજ જાતની ફરજ બતાવવાને કોઇ પણ ગ્રીક શક્તિમાન નહોતો એટલુંજ નહિ પણ એવી ફરજ દર્શાવવાને બંધાયલો છે એમ પણ તેના લક્ષમાં આવતું નહોતું. પોતાના શહેરની જોડે આઘેનું સગપણ ધરાવતા બીજાં શહેરોના હકક જો તે કબુલ રાખતો તો તે માત્ર ઉપરચોટિયોજ હતો. જ્યારે સમસ્ત ગ્રીકોને કોઇ સામાન્ય શત્રુનો ભય લાગવાનો વખત આવતો ત્યારેજ પોતે બધા ગ્રીકોની જાતનો છે એમ તેને ભાન થતું. ટુંકામાં સ્વદેશાભિમાનનાં બીજ તેના મગજમાં નહોતાં એમ નહોતું, પણ તે સ્વદેશાભિમાન એક નાનકડો સમાજ કે જેના દરેક માણસને તે ઓળખતો હતો અને જેમાં તે પોતાનું વજન પાડી શકતો હતો તેની બહાર ભાગ્યેજ અમલમાં મુકાતું હતું.

પોતાની જાગીરને બદલે લશ્કરમાં કામ પડે નોકરી કરવા જવાનો તેમનામાં રિવાજ નહોતો; તેમજ દરેક કોમના માણસોએ પોતાના એક વડીલ ( patriarch ) અગર પ્રતિનિધિના હાથ તળે રહેવું જોઇએ એવું તે સ્વાભાવિક રીતે માનતો નહોતો.

ગ્રીક ધર્મની બીજી બાજુએ તપાસતાં પહેલાં આપણે તેની રાજકીય બાજુ પ્રથમ તપાસીશું. શુદ્ધ રાજકીય ગ્રીક ધર્મનો રાજ્યસત્તા તળે આવેલા મેસીડોનીયા જોડે મેળ ન મળે એ સ્પષ્ટ છે; કારણ કે મેસીડોનીયન રાજ્ય, સરકારે આપેલી જાગીરોના બદલામાં પ્રજાની ઉપર એક વકીલ અથવા પ્રતિનિધિ નહીં કે પ્રજાની સત્તા હોવી જોઇએ, એ માન્યતા ઉપર રચાયલું હતું. આથી કરીને મેસીડોનીયનો જાતે તો એશિયામાં પોતાના સ્વદેશાભિમાન ( જે કેટલાક કાળ થયાં ગ્રીક શહેરી રાજ્યો જોડે સંસર્ગમાં આવવાથી ઘટ્ટ થયું હતું તે ) ઉપરાંત ગ્રીક લોકોને પોતાનાં શહેરોને માટે જે અભિમાન હતું તેનું ફક્ત ઉપરચોટિયું જ્ઞાન જ લાવી શકયા. પણ તેમની પાછળ ઘણા ગ્રીકો આવવાથી, અને પોતાના રાજ્ય, વેપાર અને સુધારાને ખાતર તેમને એશિયામાં જગ્યા કરી આપ્યા વગર ચાલે તેમ ન હોવાથી, ગ્રીક લોકોનું તેમના શહેરને માટેનું અભિમાન થોડુંઘણું પણ ટકી રહે એવી યુક્તિઓ યોજવાની તેમને ફરજ પડી. આથી કરીને સ્વાભાવિક રીતે તેઓએ જ્યાં જ્યાં ગ્રીકોને રાખવાનો તેમનો વિચાર હતો ત્યાં ત્યાં તેમને શહેરો સ્થાપી આપ્યાં. આ શહેરો જે જે રસ્તે થઇને રાજ્યનો વહેવાર ચાલતો હતો તે રસ્તાઓ પર આવેલાં હતાં; કારણ કે આમ કરવાથી તેઓ વેપારની વૃદ્ધિ કરી શકે એટલું જ નહિ પણ તે તે રસ્તાઓ પર ચોકી રાખવામાં પણ કામ લાગે. વળી આમ કરવાથી તેઓ એકબીજા જોડે હંમેશાં સંસર્ગમાં આવે, એટલું જ નહિ પણ બહારથી આવતા દેશીઓ જોડે પણ તેઓ સંબંધમાં આવવાથી અને ( રાજ્યના )

કેંદ્રસ્થાન ઉપર આધાર રાખવાની તેમને ફરજ પડવાથી તેઓ ગ્રીસ અગર એનેટોલીયન ટીનારાની ખીણોની માફક એશિયામાં પણ એકબીજાથી અતડા રહેતા અટકે. સેલ્યુસીડ રાજાઓએ સ્થાપેલાં ઘણાંખરાં શહેરો સપાટ પ્રદેશમાં આવેલાં હતાં; પણ આમ જાણી-જોઇને કરવામાં આવ્યું હતું કે કેમ એ આપણે કહી શકીએ તેમ નથી. એકલા સેલ્યુકસેજ પંચોતેર શહેરો સ્થાપેલાં કહેવાય છે. તેમનો મોટો ભાગ ઉત્તર સીરીયા કે જ્યાં ઘણાખરા ધોરી રસ્તાઓ આવી મળે છે ત્યાં અને ઉત્તર એશિયા માઇનરમાં થઇને ઇફીસસ જવાના રસ્તા ઉપર આવેલાં હતાં. આ શહેરમાં ( ઇફીસસમાં ) સેલ્યુકસે જાતે પોતાનાં ઘણાંખરાં છેલ્લાં વર્ષો કહાડયાં હતાં. જ્યારે એલેકઝાન્ડરે પોતાનાં ઘણાંખરાં નવાં શહેરો અફઘાનિસ્તાન, તુર્કસ્તાન, અને હિંદુસ્થાનમાં સ્થાપ્યાં હતાં ત્યારે તેણે અગર તેના વંશજોએ પ્રાચીન પૂર્વની અસલ હદની બહાર લગભગ એકે ગ્રીક શહેર વસાવેલું આપણાં જાણવામાં નથી. ઘણું કરીને સેલ્યુકસને આટલાથી જ સંતોષ હતો; કારણ કે આટલા મોટા અને અજાણ્યા પ્રદેશમાં ગ્રીક શહેરો સ્થાપવામાં તેણે કશો ફાયદો જોયો નહિ; અને તેમ કરવામાં તેને ફત્તેહ મળશે એમ પણ તેને લાગ્યું નહિ. તેણે જો મીડીયાની પૂર્વે સંસ્થાનો સ્થાપ્યાં હોત તો પણ તેનામાં અગર તેના વંશજોમાં તેમને ટકાવી રાખવાની કદીપણ સત્તા નહોતી; ફક્ત એલેકઝાન્ડરજ, જો તે વધારે જીવ્યો હોત તો, તેમ કરી શકત; અને તેમ કરવાનો તેનો ઇરાદો પણ હતો. પણ પશ્ચિમ એશિયામાં પાંચ લાખની વસ્તી ધરાવતા ટીગ્રીસ પરના સેલ્યુશીયાથી તે લાઇકસ પર આવેલા લીઓડીશીયા સુધી સેલ્યુકસે અને તેના વંશજોએ નવાં શહેરો સ્થાપ્યાં. આ શહેરોની જીંદગી ગ્રીક નમુના ઉપર રચાયલી હતી. તે ઘણા વખત સુધી એની એજ રહેવાની હતી; અને ભવિષ્યમાં ખ્રિસ્તી ધર્મના શરૂઆતના ઇતિહાસ પર તેની ઘણી મોટી અસર થવાની હતી.

ગ્રીક નમુના ઉપર આટલાં બધાં શહેરો સ્થાપીને પશ્ચિમ એશિયાના મેસીડોનીયન રાજાઓએ રાજકીય સુધારાના સાધન તરીકે ગ્રીક ધર્મને પ્રાચીન પૂર્વના ઘણાખરા ભાગમાં દાખલ કર્યો એ વાત ખરી. આ સુધારો પૂર્વને જોઇતો હતો અને તેનાથી તેને ફાયદો થયો એ વાત પણ ખરી. પણ આ ધર્મની અસર ફક્ત આ નવાં સ્થપાયલાં શહેરો અને તેમની પડોશમાંજ થઇ અને ત્યાંજ ટકી રહી. ઓરોન્ટીસ નદીના નીચલા ભાગ પર અગર સીરીયાના દરિયા કીનારાના ભાગ પર જ્યાં તેઓ મોટા જથ્થામાં આવેલાં હતાં ત્યાં અગર ઉત્તર સીરીયાના વચલા ભાગમાં જ્યાં ગ્રીક ખેડુતો વસ્યા હતા ત્યાં ગ્રીક ધર્મની અસર આખા પ્રદેશમાં દરેક શહેરીને પોતપોતાના શહેરને માટે અભિમાન ઉત્પન્ન કરવા પુરતી થઇ. આનાથી જો કે એટીકા અગર લેકોનીયાના શહેરીઓ જેટલી સ્વતંત્રતા તેમજ જવાબદારીની લાગણી તેમનામાં આવી નહોતી તો પણ એક એથેનીયન અગર સ્પાર્ટન તેમાં પોતાના સ્વદેશાભિમાનનો અંશ જોઇ શકે તેમ હતું. એશિયા માઇનરના મધ્યભાગમાં અગર મેસોપોટેમીયામાં પણ જ્યા વહેવાર જાળવવાનો ફક્ત એકજ રસ્તો જતો હતો, અને તેના ઉપરનાં શહેરો ઘણે છેટે છેટે આવેલાં હતાં, ત્યાં તેમની રાજકીય અસર તેમની દિવાલોની બહાર થઇ શકતી નહિ; કારણકે જ્યાં લગી એક કોમ એટલી નાની હોય કે તેની રાજકીય અગર સામાજિક બાબતોમાં દરેક માણસ પોતપોતાની અસર કરી શકે ત્યાં સુધીજ ગ્રીક ધર્મની અસર થઇ શકે તેમ હતું; અને તે ઠેઠ સુધી એટલા નાના વિસ્તારમાંજ પોતાની છાપ પાડવાને શક્તિમાન થયો જો એક કોમ એટલી મોટી થઇ જતી અગર એટલી બધી પ્રસરતી કે તેનો રાજ્યકારભાર કરવાને એક, મધ્યસ્થ અગર પ્રતિનિધિઓ નીમવાની જરૂર પડતી તો તરતજ ગ્રીક નમુનાનું સ્વદેશાભિમાન પલાયન કરી જતું. પૂર્વમાં અગર બીજે પણ આખી પ્રજાઓને અસર

કરવામાં અગર એક પ્રજા બનાવવામાં તે તદ્દન નાલાયક હતા. પણ પૂર્વમાં તો ગમે તેણે શહેરો સ્થાપ્યાં હોય અને ગમે તે તેમને નીભાવતો હોય તો પણ તેમના કરતાં પ્રજાઓની અગત્ય વધારે છે.

ગ્રીક ધર્મને રાજકીય બાજુ સિવાય નૈતિક તેમજ બુદ્ધિવિષયક બાજુઓ પણ હતી. આ બન્ને બાજુઓ તેના રાજકીય બળનું કંઇક અંશે કારણ તેમજ કંઇક અંશે પરિણામ પણ હતું. સેલ્યુસીડ વંશના એક આધુનિક ઇતિહાસકારે કહ્યું છે કે ગ્રીક ધર્મ એ સામાજિક અને રાજકીય ધર્મ હતો, એટલુંજ નહિ પણ તે એક જાતનું માનસિક વલણ હતું; અને તે વાજબી છે. આ વલણનું મુખ્ય લક્ષણ આપણે મનુષ્યધર્મ ( Humanism ) કહીશું. આનો અર્થ એવો થાય છે કે જે બાબતો મનુષ્યને લગતી હોય તેમાં જ મન પરોવવું; પછી તે બાબત ગમે તે હોય. ખરેખર બધા ગ્રીકો કાંઇ આવી રીતે મનુષ્યધર્મી નહોતા. બધી પ્રજાઓની માફક એમનામાં પણ અનુભવાતીત તર્ક ( Transcendental Speculation ) તરફ વલણ બતાવનારા હતા; અને જેમ જેમ, શહેરી રાજ્યોની સ્વતંત્રતા ઓછી થવાથી તેઓએ જગતમાં મનુષ્યના સુખરૂપી ધર્મ તજવા માંડયો, તેમ તેમ તેઓની સખ્યા વધતી ગઇ, અને તેઓએ ગ્રીસમાં આર્ફિઝમ ( Orphism ) અને એવા બીજા ગૂઢ ધર્મો ફેલાવવા માંડ્યા. પણ જે વખતે એલેક્ઝાન્ડર ગ્રીક ધર્મ એશિયામાં લાવ્યો તે વખતે તો ઘણાખરા સુધરેલા ગ્રીકો, જે કોઈ ચીજ ઇંદ્રિયોની મદદથી બુદ્ધિ સમજી શકે તેમ નહોતું તે તેમના લક્ષની બહાર રાખવા લાયક હતી, એમ ધારતા; એટલું જ નહિ પણ તેનું અસ્તિત્વ પણ તેઓ કબૂલ કરતા નહિ. બીજું, ગમે તેવો પવિત્ર વિષય હોય તો પણ તેમાં ઠેઠ ઉંડા ઉતરવાને તેઓ બીતા નહિ. પણ તે ઉપરાંત જે જે ચીજો અનુભવસિદ્ધ હોય તેને આધારે જ તેઓ આવા વિષયોમાં નિર્ણય ઉપર આવતા, કોઇપણ

દલીલ ઉપર છેવટ સુધી વાદવિવાદ ચાલતો—પછી તેનું ગમે તે પરિણામ આવે—અને તે બીલકુલ આનાકાની કર્યા વગર સ્વીકારાવું જ જોઇએ એમ તેઓ માનતા. મનુષ્યમાત્રને લગતી સઘળી ચીજોમાં પૂર્ણ સ્વતંત્રપણે વિચાર તેમજ વાદવિવાદ કરવો; તેમાંથી થતા નિર્ણયને લીધે લેવા ઘટતાં સઘળાં પગલાં લેવાં કે જેથી કરીને કોમમાં બિગાડ પેસતો અટકે—આવી રીતની દરેક ચુસ્ત ગ્રીકની મનોભાવના હતી. જીંદગીમાં પોતાનો આ મનોભાવ સફળ કરવાને તે નૈસર્ગિક રીતે જ પ્રયત્ન કરતો. રોમન કવિ લખે તે પહેલાં જ તેનો પોતાનો મુદ્રાલેખ તો " હું મનુષ્ય છું, અને મનુષ્યને લગતી સઘળી ચીજો ઉપર હું ધ્યાન આપીશ " એજ હતો.

પશ્ચિમના લોકોએ એશિયાની જીત પૂરી કરી તેટલા વખતમાં તો આ માન્યતા, જેણે ચોથી અને પાંચમી સદીમાં ગ્રીક સ્થાનોમાં વધારે ને વધારે જડ ઘાલી હતી, તેણે ગ્રીકોના મગજમાંથી ધર્મની ભાવના કાઢી નાંખી. ગ્રીકોને કંઇ ધર્મ બીલકુલ નહોતો એમ નહોતું, પણ તેની તેઓ બહુ દરકાર કરતા નહિ, અને સંસારના કામકાજમાં તેનાથી દોરાતા નહિ. આ જીંદગી પૂરી થયા પછી બીજી દુનિયામાં તેને જવાનું છે એમ તો દરેક ગ્રીક માનતો; પણ તે દુનિયા વિષે તે ભાગ્યે જ વિચાર કરતો. ફક્ત આ દુનિયામાં જે રીતે સુખ મળે તેજ પ્રમાણે તે વર્તતો. બીજી દુનિયામાં તેનું જે કાંઇ થવાનું હશે તેને તેના આ દુનિયામાંના વર્તન સાથે કોઇપણ સંબંધ હોય એમ તે માનતો નહિ. આ દેહ છોડયા પછી અનાદિકાળ સુધી પ્રભુ સાથે રહી શકે અથવા પરમાત્મામાં મળી જઇને પોતે જ પ્રભુસ્વરૂપ થઇ શકે—આવા વિચારો કોઇ કોઇ વિરલા પુરુષના જાણવામાં નહોતા એમ નહોતું તેમાં તેઓ આનંદ માનતા, પણ સાધારણ ગ્રીકને સંસારની લલુતા છોડાવવાને અને તેની ભગીરથ પ્રવૃત્તિ અટકાવવાને તેઓ તદ્દન અસમર્થ હતા.

આથી જણાશે કે જે ગ્રીકો એલેક્ઝાન્ડરની પ્રાછળ એશિયામાં આવ્યા તેમને પૂર્વમાં કાંઇ પણ ધાર્મિક ઉપદેશ કરવાનો નહોતો; અને એની પછી ગાદીએ બેઠેલા મેસીડોનીયન સરદારોને તેની જોડે કાંઇ લેવા દેવા જ નહોતું. એક અડધા જંગલી લોકને ઘટે એવા વહેમોમાં તેઓ ઉછરેલા હતા. પણ તેઓએ આ વહેમોને ક્યારનીએ તિલાંજલિ આપી હતી. તેઓમાંના કેટલાકે ગ્રીકોનો નાસ્તિકવાદ ગ્રહણ કર્યો હતો; અને શમશેરિયા ધર્મની તરફેણમાં તો બધા હતા. તેમના બાદશાહના જીવતાં જો તેઓ કોઇપણ ધર્મ માનતા તો તે તેને તથા તેના વંશજોને વફાદારી બતાવવામાં જ આવી જતો. આ માન્યતા લશ્કરનાં માણસોમાં થોડાક વખત સુધી ટકી રહી એલેક્ઝાન્ડરના મૃત્યુ પછી વારસાની તકરારની શરૂઆતમાં તેના વંશજોને વફાદાર રહેવાને લુચ્ચા યુમીનીસે જે ફત્તેહ સાથે તેમને ઉશ્કેર્યા તેનાથી આ વાત પુરવાર થાય છે; અને જે નશીબયોગે એન્ટીગોનસ, પછી સેલ્યુકસ અને છેલ્લે મહાન એન્ટીઓકસ જેવા એશિયાના મહાન મેસીડોનીયન રાજાઓ પોતાને વતન પાછા ફરવાની ઉત્કંઠા ધરાવીને મેસીડોનીયા હાથ કરવાને તલસતા હતા, અને પશ્ચિમ પાછું હાથ કરવાને માટે પૂર્વ ખોઇ બેસવાને તૈયાર હતા, તેમાં પણ આપણને એ વફાદારીનો અંશ જણાશે. એશિયાટીક મહારાજ્ય ઉપર સેલ્યુસીડ રાજાઓ બરાબર કાબુ રાખી શકયા નહિ એનું એક કારણ એ હતું કે તેઓનું મથાળું મન તેમાં પરોવાયું નહોતું.

આ બાબતને બાજુએ મુકીએ તો તેઓ તથા બીજા બધા મેસીડોનીયન સરદારો ચોખ્ખા અધર્મી હતા. તેઓના દેવ તેઓ જાતેજ હતા; કાળે કરીને તેઓ આવા થયા હતા. આમાં તેમનો વાંક નહોતો; કારણ કે પ્રવૃત્તિમાં પડેલા દરેક માણસને આવા જમાનાઓ એમના જેવાજ કરી મુકે છે. તેઓએ શમશેરના જોરથીજ

થોડાક વખત પર વિશાળ મુલકો જીત્યા હતા. અને તે મુલકો જે સૌથી જોરાવર હોય તેના હાથમાં રહેવાના હતા. એ વખત એવો હતો કે મનુષ્યને નશીબયોગે આવી મળેલી ખોડખાંપણો–કુળનું નીચાપણું–નિર્ધનતા–અગર મદદનીશોનો અભાવ–તેને અનંત સમૃદ્ધિ મેળવવામાં અટકાવે તેમ નહોતું; અને તેથી કરીને તેનું મગજ દ્દઢ થયું હતું. તેને હૈયે હિંમત હતી; અને હાથમાં બળ આવ્યું હતું. ક્રુસેડને સમયે, મહાન વેપારી કંપનીઓ ઉભી થઇ તે વખતે, અને નેપોલીયનની જીતોને સમયે પણ આમજ બનવાનું હતું. દરેક સીપાઇ તે વખતે જાણતો હતો કે જો તેને રાજ્યગાદી મેળવીને મરવું હોય તો તેના હાથમાંજ હતું. ફક્ત તેણે લાગ જવા દેવો નહિ. પારકાએ વાવેલું તેમને લણવાનું હતું; કશું આપ્યા વગર બધું લેવાનું હતું; લુંટવાને ઉઘાડે છોગે બહાર પડવાનું હતું; સૌથી વધારે પૈસો આપનારને પોતાનું શરીર તથા મન વેચવાનું હતું; અને કાયદો પણ પોતાનાજ હાથમાં લેવાનો હતો. આવા સમયમાં ધર્માધ્યક્ષો તેમજ આપણો અંતરાત્મા પણ આપણને વારી શકતો નથી; અને તે વખતે માણસ જેમ જેમ ઉંચે ચઢતો જાય છે, તેમ તેમ ઇશ્વરમાંની તેની શ્રદ્ધા ઉડતી જાય છે.

પણ પૂર્વને જીત્યા પછી આ નાસ્તિક મેસીડોનીયનોને માલમ પડયું કે તેમના હાથ નીચેના જુદા જુદા લોકમાં જોકે ઘણો તફાવત હતો પણ તેઓ એક ચીજમાં લગભગ સરખા હતા. આ ચીજ-તે તેમની ધાર્મિક ભાવના હતી. એશિયામાં દેવોની ખોટ નહોતી. જે ચીજોને મેસીડોનીયનો જીંદગીમાં વહાલી ગણતા તેની અગર જીંદગીની પણ પરવા નહિ કરતાં માણસો પોતાની અતુલ ભક્તિમાં મશગુલ રહેતા હતા, અગર તેમના (દેવના) સ્વરૂપ ઉપર વિચાર કરવામાં જીંદગી ગાળતા હતા. એલેકઝાન્ડરે પોતે જે નવી દુનિયામાં આવ્યો હતો તેની ધર્મશ્રદ્ધા તરતજ જોઇ, જે તેના રાજ્યની લોકોમાં વાહવાહ

કહેવડાવવી હોય તો તેમની ધાર્મિક ભાવનાનો તેને ટેકો મળવો જોઇએ એમ તેણે જાણ્યું. તેણે ઇજીપ્તમાંથી શરૂઆત કરી ( એના પછી ત્યાં આગળ જે વારસ થયો તેણે પણ એજ પ્રમાણે કર્યું હતું ), અને ધર્મગુરુઓને રાજી કરીને પોતાના પક્ષમાં લીધા એટલુંજ નહિ, પણ પુરાતન કાળથી ચાલતા આવેલા દેશી રાજાઓના રીવાજ પ્રમાણે ત્યાંનો મુખ્ય દેવના અને પોતે એકજ છે એમ ઠરાવ્યું. પોતાનું આ દૈવીપણું, જેને ખરું મનાવવાને વખત જતાં તેણે પોતાના અનુયાયીઓ, પ્રજા અને મિત્રોને વધારે ને વધારે દબાણ કરવા માંડ્યું, તે પૂર્વના લોકની ધાર્મિક ભાવનાને સંતોષવાને ખાતર તેણે જાણીજોઇને ઉભું કર્યું હતું એમાં શક નથી. ઇજીપ્તમાં તે "એમન" બની ગયો, સીરીયામાં તે "બાલ" થઇ ગયો, અને બાબીલોનીયામાં તે "બેલ" થયો. તેણે પૂર્વમાં આવતી વખતે પોતાના બાપદાદાના ધર્મને કોરે મુકી દીધો, કારણ કે તે સારી રીતે જાણતો હતો કે એશિયામાં "ઓલીઅસનાં સ્વપ્નાંઓ કરતાં મેગીઓનાં સ્વપ્નાઓની અને હિંદુ ધર્મનાં ઇશ્વરી રહસ્યોની કિંમત વધારે છે." આ છેલ્લી ચીજોની અસર ખરેખર તેના ઉપર ઘણી થઇ, અને પંજાબમાં બ્રાહ્મણો તરફ તેણે કરેલું વર્તન, જે ઇતિહાસમાં નોંધાયલું છે, તેના ઉપરથી સિદ્ધ થાય છે કે જાહેર રીતે ગ્રીકોમાં તેણેજ સૌથી પહેલું કબૂલ કર્યું હતું કે ધર્મની બાબતમાં પશ્ચિમને પૂર્વ કનેથી શીખવાનું છે.

એલેકઝાન્ડર, જેને માટેની દંતકથાઓ અત્યારે પણ પૂર્વમાં પ્રચલિત છે, તે જો વધારે જીવ્યો હોત તો ઘણું કરીને પોતાના દૈવતાથી પૂર્વની ધર્મતૃષ્ણા તેણે પૂરી કરી હોત. તેના વારસોથી તેનું દૈવત જાળવી રખાયું નહિ, એટલુંજ નહિ પણ તેમની જાતની પ્રભુતા પણ લોકોમાં કોઇએ માની નહિ. શહેનશાહતને ખપ લાગે એવો એક સામાન્ય ધર્મ ફેલાવીને પૂર્વની માગણી પૂરી પાડવાને

તેઓએ ઘણી કોશેશ કીધી, અને એન્ટીઓકસ ચોથા જેવા કેટલાકોએ તેને માટે ઘણો પ્રયત્ન કર્યો હતો પણ આ બાબતમા તેઓ અને તેમની પછી રોમ નિષ્ફળ થયુ એ વાત ક્રાઇસ્ટ પહેલા પૂર્વમાં થઈ ગએલ છ મોત ધર્મના ઇતિહાસ પરથી તેમજ ખ્રિસ્તી ધર્મના જાતના ઇતિહાસ પરથી પણ સ્પષ્ટ જણાય છે.

ફકત એક આફ્રિકન પ્રાતમા જ મેસીડોનીયન રાજ્યને ધાર્મિક ટેકો મળ્યો જે ચીજ એશિયામા કરવાને એલેકઝાન્ડર જેવાને પણ ગળે પાણી આવ્યાં હોત તે ટોલેમીએ ઇજીપ્તમા સહેલાઇથી કરી અનાદિ કાળથી જ ત્યા આગળ ગમે તે જાતનો રાજા હોય તો પણ તેને દેવ તરીકે માનવાની પ્રથા ચાલતી હતી, અને નરમ સ્વભાવના લોક ઉપર સત્તા ચલાવતા સર્વશકિતમાન ધર્માધ્યક્ષોની રાજ્યગાદીને સહાયતા હતી પોતાની માતૃભૂમિના દેવોનુ અપમાન થતુ અટકાવવાને એસીરીયન રાજાઓએ આ ચીજનો લાભ લીધો નહોતો પણ ઇરાનીઓની માફક ટોલેમીઓ તેવી ભૂલ કરતા અટકયા, અને પરિણામમા તેઓએ ઇજીપ્તમા નિભર્યપણે ત્રણસો વર્ષ સુધી રાજ્ય ભોગવ્યુ. ડાહ્યા ટોલેમીને ખબર હતી કે પૂર્વની માગણી મેસીડોનીયનોથી પણ સહેલાઇથી અને નિર્ભયપણે એકલા ઇજીપ્તમા જ પૂરી પડે તેવી છે, અને તેથી જ કરીને સામ્રાજ્યના ભાગ પાડતી વખતે વિશાળ મુલકો છોડી દઇને તેણે ઇજીપ્ત પોતાને ભાગે લેવાનુ પસંદ કર્યુ હતુ.

ટુંકાણમા કહીએ તો પૂર્વની ધર્મભાવનાની સામુ ધરવાને ગ્રીકોની પાસે ફકત તેમની ફીલસુફી હતી પણ ધાર્મિક ફીલસુફી તો ધર્મનુ એક અંગ છે, અને તેને બદલે મનુષ્યના હૃદયમા જડ ઘાલીને બેઠેલી ઇશ્વરને માટેની નૈસર્ગિક તૃષ્ણા કાંઇ તે પૂરી પાડી શકે તેમ નથી એશિયાના મનુષ્યોમા જ્યારે આ તૃષ્ણા હમેશને માટે જોવામાં આવતી ત્યારે ગ્રીકો, જેઓ મૂળથી જ કાંઇ આ તૃષ્ણાથી

ગ્રીક નહોતા, તેઓને પોતાની ખોડ વધારે ને વધારે જણાવા લાગી. અત્યાર સુધી તેમની કોમોને માટે અનન્ય વફાદારી એજ તેમનો ધર્મ હતો. પણ ધીમે ધીમે તેમની રાજકીય સ્વતંત્રતા ક્ષીણ થતી જતી હોવાને લીધે તેમના આ ધર્મનું પોષણ કરવાનાં તેમનાં સાધનો ઓછાં થતાં જ જતાં હતાં. ઘણીખરી બાબતોમાં તેઓ જો કે એશિયાટીક લોકો કરતાં વધારે કેળવાયલા હતા તો પણ તેમનામાં એક ખોડ હતી; અને જે તેમનામાં ખુટતું હતું તે તેમનાથી ઓછા કેળવાયલા એશિયાટીકોમાં સંપૂર્ણપણે હતું. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેમની ધાર્મિક જિજ્ઞાસા પ્રદીપ્ત થતી ચાલી અને ધીમે ધીમે તેમના ઉપર તેમની આગળપાછળના ધર્મોની અસર થવા માંડી. આ ઉપરથી એમ સમજવાનું નથી કે કોઇ પણ પૂર્વનો ધર્મ તેમણે પૂરેપૂરો ગ્રહણ કર્યો અગર તેમણે જે લીધું તેના બદલામાં કાંઇ પણ આપ્યું નહિ. એમના મગજ ઉપર પૂર્વના ધર્મોથી જેટલી બળવાન અસર થઇ હતી તેટલી જ બળવાન અસર પૂર્વના અક્કલવંત મનુષ્યો ઉપર કરે એવું તત્ત્વજ્ઞાન તેમને બદલામાં આપ્યું હતું. આ બન્નેની અસરથી જે મનુષ્યો થયા તેમને "હેલેનીસ્ટીક," ( Hellenistic ) કહેવામાં આવે છે. પૂર્વમાં જે મનુષ્યોમાં એશિયાની ધર્મભાવના અને ગ્રીસનું તત્ત્વજ્ઞાન, જોડાયલાં જોવામાં આવતાં હતાં, તેને આ નામ લાગુ પડતું. સાઇપ્રસમાં રહેતો અને સ્ટોઇક તત્ત્વજ્ઞાનનો બોધ કરતો ફીનીશીયન ઝેનો, અને ખ્રિસ્તી ધર્મનો બોધ કરનાર ટારસસનો યાહુદી સોલ, એઓ આ પ્રકારના માણસો હતા. આવી જાતના મનુષ્યોના પેદા થવાથી પૂર્વ અને પશ્ચિમ અતિ ઘણા નજદીક આવી ગયા. ફક્ત ફેર એટલો જ હતો કે એથેન્સમાં ધાર્મિક તત્ત્વજ્ઞાન હતું અને સીરીયામાં તત્ત્વજ્ઞાની ધર્મ હતો.

ખ્રિ. સ. પૂર્વનાં છેલ્લાં ત્રણસો વર્ષમાં ગ્રીસમાં થએલી ધાર્મિક

શૂન્યતાને કાઢી નાંખવાને એશિયાના ધર્મોએ પશ્ચિમ તરફ અને પશ્ચિમ એશિયાના ધર્મોમાં પૂરવણી કરી તેને ઉચ્ચ કરવાને ગ્રીસના તત્ત્વજ્ઞાને પૂર્વ તરફ ધીમે ધીમે પ્રયાણ શરૂ કર્યું. આ તત્ત્વજ્ઞાને એશિયામાં આખરે ક્યાં લગી પગપેસારો કર્યો, અને છેક હિંદુસ્તાન અગર ચીન લગી પણ આવ્યું કે નહિ, તે વાત પર અહીં વિવેચન થાય તેમ નથી. તેમજ એશિયાના ધર્મોની અસર પશ્ચિમમાં ક્યાં સુધી થઇ તે આધુનિક યુરોપ અને અમેરિકાનો ઇતિહાસ વાંચનારાઓને જણાશે. મીથ્રેઇઝમ અને એવા બીજા પાંચ સાત એશિયાટીક અને ઇજિપ્શ્યન ધર્મો ગ્રીક કાળની પહેલી સદી પૂરી થતાં પહેલાં જ ગ્રીસ અને તેની પણ આગળ પ્રસર્યા હતા એજ બતાવી આપે છે કે પશ્ચિમમાં ત્યાર પહેલાં ધાર્મિક શૂન્યતા હતી. આ શૂન્યતા આગળ ચાલતાં તેમનાથી એક વધારે મહાન અને ઉચ્ચતર ધર્મ, જે ગેલીલીમાં જન્મીને એન્ટીઓકમાં પોષાયો હતો, તે પુરવાનો હતો. હાલમાં તો સેમાઇટો અને ગ્રીકોને, એકબીજાની જોડે સંસર્ગમાં લાવી તેમનો સંબંધ દૃઢ કરવામાં એલેકઝાન્ડર અને તેના વારસો સાધનભૂત થયા. આ સંસર્ગને લીધે જ તત્ત્વજ્ઞાન અને નીતિથી ભરપુર એવો ખ્રિસ્તી ધર્મ જન્મ પામ્યો અને પશ્ચિમ તરફ અનિવાર્ય રીતે ફેલાયો. તેમણે કરેલી આ ચીજની અસર ભવિષ્યમાં એટલી મહાન થઈ છે કે જ્યારે આપણે તેની મહત્તાનો વિચાર કરીએ છીએ ત્યારે તેમની બધી ભૂલો આપણા મગજમાંથી જતી રહે છે.

આ ઉપરથી જણાશે કે સેલ્યુસીડ રાજાઓએ પૂર્વ અને પશ્ચિમને એટલાં બધાં નજદીક આણ્યાં કે બન્નેને એક બીજા કનેથી શીખવાનું મળ્યું. પણ આનાથી વધારે ડાહ્યપણું કરવાનું માન તેમને અપાય તેમ નથી. તેમની વ્યક્તિતા (Individuality) તેઓથી છેદાઈ શકી નહિ; તેમજ તેમના હાથમાં ઠેઠ સુધી રહેલા પશ્ચિમ એશિયાના ભાગો પર પણ તેમનાથી ગ્રીક ધર્મ ફેલાવાયો

નહિ. આમાં તેઓ ઉપર કહેલાં કારણોને લીધે જ નાસીપાસ થયા એટલું જ નહિ, તેમની પાછળ આવેલા મેસીડોનીયનો અગર ગ્રીકોમાં એક અગત્યનો ધર્મ ન હતો, તેમજ ગ્રીકો જ્યારે સ્વતંત્ર શહેરી રાજ્યોના લોકો મટી ગયા ત્યારે તેમનામાં ગ્રીક ધર્મની પડતી થઇ–પણ તેમનામાંના દરેક કરેલી ભૂલો તેમને નડી, તેમની ગાદી ઉપર ઉત્તરોત્તર થએલા રાજાઓ જે ભૂલો કરતા ગયા તે ઉપરાંત એક વધારે ગુપ્ત કારણ, જે હજુ આપણા સમજવા આવ્યું નથી પણ જે " પૂર્વ તે પૂર્વ અને પશ્ચિમ તે પશ્ચિમ " એ પ્રત્યક્ષ નિયમની પાછળ છુપાઈ રહ્યું છે, તેને લીધે પણ તેઓને નિષ્ફળતા થઈ હતી.

મેલ્યુસીડ રાજાઓની જાતને માટે કહીએ તો તેમના આચારો અને કામો જોકે બરાબર જણાયા નથી તો પણ રોમન કાળ અને ત્યાર પછીના સમયના તેઓ નમુનેદાર ગ્રીક હતા એમાં શક નથી. તેમના આખા વંશનો વિચાર કરતાં તેઓ સત્તા હાથમાં આવ્યા પછી તરત જ બગડી ગયેલા જણાય છે. તેઓ મહત્ત્વાકાંક્ષી હતા; પણ તેમને ઉપરઉપરની ફત્તેહ મળતી કે તેઓ સંતોષ પામીને બેસી રહેતા હતા. રાજ્યમાં પાકી વ્યવસ્થા કરતાં તેમને આવડતી નહોતી; અને તે તરફ તેમનો ધિક્કાર પણ હતો. તેમને રાજ્યનીતિનું નહિ જેવું જ ભાન હતું અને તે પ્રમાણે વર્તવામાં તેઓ બીલકુલ ખંત ધરાવતા નહોતા. જે લેખકો તેમને ધિક્કારતા તેમની પાસેથી આપણને ઘણુંખરું જાણવાનું મળે છે એ વાત ખરી; પણ રોમના બળ આગળ અત્યંત સહેલાઇથી અને શરમભરેલી રીતે ભાંગી પડેલા સેલ્યુસીડ મહારાજ્યનો જે ઇતિહાસ આપણા જાણવામાં આવ્યો છે તે પરથી જણાય છે કે તેના રાજાઓ અકકલ વગરના અને નજરમાં આવે તેમ રાજ્ય કરનારાઓ હતા; અને તેમની ગાદી આટલી બધી લાંબી મુદત સુધી તેમના ડહાપણને લીધે નહિ પણ દૈવયોગેજ ટકી રહી.

તેમની સત્તા સીરીયા ઉપર સૌથી સારી રીતે જામી હતી; અને આખરે તે એકલું જ તેમના હાથમાં રહ્યું. સીરીયાના ઉત્તર ભાગમાં ઇજીપ્ત, મેસોપોટેમીયા, અને એશિયા માઇનરનો વેપાર એકત્ર કરવાને ઓરોન્ટીસ નદી ઉપર પહેલા સેલ્યુકસે સ્થાપેલા મહાન શહેર એન્ટીઓક જોડે તેમનું નામ આપણે ખાસ કરીને જોડીએ છીએ. પણ ખરી રીતે જોતાં તે શહેરની કીર્તિ તેમના પછી આવેલા તેના રોમન ધણીઓને લીધે થએલી છે; કારણકે ઈ. સ. પૂર્વે ૧૮૦ ને શુમારે સેલ્યુસીડ રાજાઓના હાથમાંથી પશ્ચિમ તેમજ પૂર્વના બધા પ્રાંતો જઇને માત્ર સીરીયા અને મેસોપોટેમીયા જ રહેલા હોવાથી તે રાજાઓએ તેને પોતાની રાજ્યધાની બનાવી. તુર્કસ્તાનમાંથી એકલા પારથીઅનો જ તે વખતે કારપીયનની દક્ષિણે ઉતરી આવેલા નહોતા; પણ મીડીયાએ પણ સ્વતંત્રતા પાછી મેળવી હતી, અને ઇરાન ફાર્સમાં રાજ્ય કરતા દેશી રાજાઓના હાથ તળે ગયું હતું. ટીગ્રીસ ઉપર આવેલું સેલ્યુશીયા છેક તેમની સરહદ ઉપર આવી ગયું હતું અને તેની સામે ઇરાનીઓ અને પારથીયનોનો ભય ખડો થયો હતો. આ ભયને નબળા સેલ્યુસીડ રાજાઓએ તો વધવા દીધો એટલુંજ નહિ, પણ રોમ પણ તેને સમૂળગો ટાળવાને શક્તિમાન થયું નહિ. સામ્રાજ્યની બીજી સરહદ ઉપર પશ્ચિમ એશિયા માઇનરમાં ઈરીસસ આગળ સારડીસમાં પોતાનું મથક સ્થાપીને મેસીડોનીયા અગર ગ્રીસને પચાવી પાડવાની કોશીશ તેઓ એક મેકા થયાં કર્યા કરતા હતા. પણ તેમાં પૂર્વના ભાવિ કર્તાહર્તા રોમના લશ્કરી બળ તથા ફરમાનને લીધે પરગેમમને વિજય મળ્યો, ૧૯૦ માં મેગ-નેશીયાની લડાઇમાં હાર થયા પછી તેઓને ટોરસની દક્ષિણે જવાનો હુકમ થયો. ત્યાર પછી વીશ વર્ષે જ્યારે એન્ટીઓકસ એપીફેનીસ પૂર્વ અને પશ્ચિમમાં ગએલી ખોટને દક્ષિણમાં મુલક મેળવી પૂરી દેવા માગતો હતો ત્યારે તેમને ઇજીપ્તમાંથી કાઢવામાં આવ્યા. આથી

નહિ. આમાં તેઓ ઉપર કહેલાં કારણોને લીધે જ નાસીપાસ થયા એટલું જ નહિ, તેમની પાછળ આવેલા મેસીડોનીયનો અગર ગ્રીકોમાં એક અગત્યનો ધર્મ ન હતો, તેમજ ગ્રીકો જ્યારે સ્વતંત્ર શહેરી રાજ્યોના લોકો મટી ગયા ત્યારે તેમનામાં ગ્રીક ધર્મની પડતી થઇ– પણ તેમનામાંના દરેકે કરેલી ભૂલો તેમને નડી, તેમની ગાદી ઉપર ઉત્તરોત્તર થએલા રાજાઓ જે ભૂલો કરતા ગયા તે ઉપરાંત એક વધારે ગુહ્ય કારણ, જે હજુ આપણા સમજવા આવ્યું નથી પણ જે " પૂર્વ તે પૂર્વ અને પશ્ચિમ તે પશ્ચિમ " એ પ્રત્યક્ષ નિયમની પાછળ છુપાઈ રહ્યું છે, તેને લીધે પણ તેઓને નિષ્ફળતા થઈ હતી.

સેલ્યુસીડ રાજાઓની જાતને માટે કહીએ તો તેમના આચારો અને કામો જોકે બરાબર જણાયા નથી તો પણ રોમન કાળ અને ત્યાર પછીના સમયના તેઓ નમુનેદાર ગ્રીક હતા એમાં શક નથી. તેમના આખા વંશનો વિચાર કરતાં તેઓ સત્તા હાથમાં આવ્યા પછી તરત જ બગડી ગયેલા જણાય છે. તેઓ મહત્ત્વાકાંક્ષી હતા; પણ તેમને ઉપરઉપરની ફત્તેહ મળતી કે તેઓ સંતોષ પામીને બેસી રહેતા હતા. રાજ્યમાં પાકી વ્યવસ્થા કરતાં તેમને આવડતી નહોતી; અને તે તરફ તેમનો ધિક્કાર પણ હતો. તેમને રાજ્યનીતિનું નહિ જેવું જ ભાન હતું અને તે પ્રમાણે વર્તવામાં તેઓ બીલકુલ ખંત ધરાવતા નહોતા. જે લેખકો તેમને ધિક્કારતા તેમની પાસેથી આપણને ઘણુંખરું જાણવાનું મળે છે એ વાત ખરી; પણ રોમના બળ આગળ અત્યંત સહેલાઇથી અને શરમભરેલી રીતે ભાંગી પડેલા સેલ્યુસીડ મહારાજ્યનો જે ઇતિહાસ આપણા જાણવામાં આવ્યો છે તે પરથી જણાય છે કે તેના રાજાઓ અક્કલ વગરના અને નજરમાં આવે તેમ રાજ્ય કરનારાઓ હતા; અને તેમની ગાદી આટલી બધી લાંબી મુદત સુધી તેમના ડહાપણને લીધે નહિ પણ દૈવયોગેજ ટકી રહી.

તેમની સત્તા સીરીયા ઉપર સૌથી સારી રીતે જામી હતી; અને આખરે તે એકલું જ તેમના હાથમાં રહ્યું. સીરીયાના ઉત્તર ભાગમાં ઇજીપ્ત, મેસોપોટેમીયા, અને એશિયા માઇનરનો વેપાર એકત્ર કરવાને ઓરોન્ટીસ નદી ઉપર પહેલા સેલ્યુકસે સ્થાપેલા મહાન શહેર એન્ટીઓક જોડે તેમનું નામ આપણે ખાસ કરીને જોડીએ છીએ. પણ ખરી રીતે જોતાં તે શહેરની કીર્તિ તેમના પછી આવેલા તેના રોમન ધણીઓને લીધે થએલી છે; કારણકે ઈ. સ. પૂર્વે ૧૮૦ ને શુમારે સેલ્યુસીડ રાજાઓના હાથમાંથી પશ્ચિમ તેમજ પૂર્વના બધા પ્રાંતો જઇને માત્ર સીરીયા અને મેસોપોટેમીયા જ રહેલા હોવાથી તે રાજાઓએ તેને પોતાની રાજ્યધાની બનાવી. તુર્કસ્તાનમાંથી એકલા પારથીઅનો જ તે વખતે કાસ્પીયનની દક્ષિણે ઉતરી આવેલા નહોતા; પણ મીડીયાએ પણ સ્વતંત્રતા પાછી મેળવી હતી, અને ઇરાન ફાર્સમાં રાજ્ય કરતા દેશી રાજાઓના હાથ તળે ગયું હતું. ગ્રીક્રીસ ઉપર આવેલું સેલ્યુશીયા છેક તેમની સરહદ ઉપર આવી ગયું હતું અને તેની સામે ઇરાનીઓ અને પારથીયનોનો ભય ખડો થયો હતો. આ ભયને નબળા સેલ્યુસીડ રાજાઓએ તો વધવા દીધો એટલુંજ નહિ, પણ રોમ પણ તેને મમૂળગો ટાળવાને શક્તિમાન થયું નહિ. સામ્રાજ્યની બીજી સરહદ ઉપર પશ્ચિમ એશિયા માઇનરમાં ર્ઈરીસસ આગળ સારડીસમાં પોતાનું મથક સ્થાપીને મેસીડોનીયા અમર ગ્રીસને પચાવી પાડવાની કોશીશ તેઓ એક સૈકા થયાં કર્યા કરતા હતા. પણ તેમાં પૂર્વના ભાવિ કર્તાહર્તા રોમના લશ્કરી બળ તથા ફરમાનને લીધે પરગેમમને વિજય મળ્યો. ૧૯૦ માં મેગ-નેશીયાની લડાઇમાં હાર થયા પછી તેઓને ટોરસની દક્ષિણે જવાનો હુકમ થયો. ત્યાર પછી વીશ વર્ષે ત્યારે એન્ટીઓકસ એપીફેનીસ પૂર્વ અને પશ્ચિમમાં ગએલી ખોટને દક્ષિણમાં મુલક મેળવી પૂરી દેવા માગતો હતો ત્યારે તેમને ઇજીપ્તમાંથી કાઢવામાં આવ્યા. આથી

કરીને સેલ્યુસીડ રાજાઓને પોતાની મરજી મુજબની રાજ્યધાની કરવાને બીલકુલ સત્તા નહોતી. તેમને એન્ટીઓકને રાજ્યધાની બનાવ્યા વગર છુટકો જ નહોતો.

પણ એક મેસીડોનીયન રાજ્યવંશને પોતાનો ગ્રીક ધર્મ ( જો કે એન્ટીઓકસ એપીફેનીસ પછી તે દહાડે દહાડે ક્ષીણ થતો ગયો હતો ) ઇ. સ. પૂર્વનાં છેલ્લાં બસો વર્ષમાં ઉત્તર સીરીયામાં રોકી રાખવાની ફરજ પડવાથી દુનિયાના ઇતિહાસ પર ઘણી ભારે અસર થવાની હતી; કારણ કે પશ્ચિમ સેમાઇટો ઉપર ગ્રીક ધર્મની થએલી અસર જે આખરે ખ્રિસ્તી ધર્મરૂપે બહાર આવવાની હતી તેમાં વધારો થવાનાં બે કારણોમાંનું તે એક હતું. ઉત્તરે સીલીશીયામાંથી માંડીને તે દક્ષિણે ફીનીશીયા અને પેલેસ્ટાઇન સુધીમાં કેળવણી પામેલા અને તત્ત્વજ્ઞાની પુરુષો હના તેઓ ગ્રીક વિચારોની અસર તળે વધારે ને વધારે આવતા ગયા. તેમાં પણ ખાસ કરીને સ્ટોઇક તત્ત્વજ્ઞાનની અસર તેઓ ઉપર વધારે પ્રમાણમાં થઇ; અને એ તત્ત્વ-જ્ઞાનનો મુખ્ય ઉપદેશક નેઝેરથના જીસસની પહેલાં ત્રણસો વર્ષ પર જન્મેલો એક સેમાઇટ હતો એ વાત આપણે કદી પણ ભૂલવી જોઇએ નહિ. ગ્રીક અસરો તળે સ્થપાયેલું ટારસસનું વિશ્વવિદ્યાલય, જેણે સોલને કેળવણી આપી હતી તે, અને પેલેસ્ટાઇનમાંની " હેલે-નીસ્ટીક " મંડળી કે જેની જેરૂસલેમને દક્ષિણનું એન્ટીઓક બના-વવાની ઇચ્છાને લીધે મેકેબીયન વિગ્રહ ઉભો થયો તે, બંને પોતાના અસ્તિત્વ તેમજ લાંબા વખત સુધી ટકી રહેલા ચૈતન્યને માટે એરોન્ટીસ ઉપરના એન્ટીઓકને આભારી હતાં.

પણ ફીનીશીયા અને પેલેસ્ટાઇન પોતાના ગ્રીક ધર્મને માટે એક બીજા ગ્રીક શહેરને તેમજ એક બીજા મેસીડોનીયન વંશને તેટલાંજ અગર કદાચ વધારે આભારી હતાં. આ શહેર તે એલેક-ઝાન્ડ્રીયા, અને આ વંશ તે ટોલેમીક વંશ હતો. પેલેસ્ટાઇનના ઇતિ-

હાસમાનિ મેકેબીયન કાળ ( જે વખતે સેલ્યુસીડોના હાથમાં આખું સીરીયા હતું ) એટલો બધો પ્રખ્યાતિને પામેલો છે કે ગ્રીક કાળને બીજે બધે સમયે દક્ષિણ સીરીયા એટલે ફીનીશીયા અને પેલેસ્ટાઇન તેમજ સાઇપ્રસ અને પેમ્ફીલીયા સુધીનો લેવાન્ટ કીનારા પરનો પ્રદેશ ઇજીપ્તની રાજકીય સત્તા તળે હતો એ વાત ભૂલી જવાય એવી છે. ઇજીપ્તની રાજ્યસત્તા પોતાના હાથમાં લીધા પછી તરતજ પહેલા ટોલેમીએ આર્માના કેટલાક એશિયાટીક પ્રદેશો તેમજ શહેરોને અને ખાસ કરીને પેલેસ્ટાઇન અને સીલ-સીરીયાને પોતાના રાજ્યમાં ઉમેર્યાં. આ મુલકોને પોતાના હાથમાં જાળવુને માટે રાખવાનો વિચાર તેણે ખુલ્લી રીતે બહાર પાડયો અને તે કામને માટે એક કાફલો તૈયાર કર્યો. તે સારી રીતે જાણતો હતો કે આફ્રિકાની બહાર જો ઇજીપ્તનો કોઇ પણ પ્રદેશ હાથમાં રાખવો હોય તો તેણે દરિયા પર શ્રેષ્ઠ થવું જોઇએ. એન્ટી-ગોનસના દીકરાએ તેના હાથમાંથી આ પ્રદેશો થોડીક વારને માટે પાછા લીધા, પણ એન્ટીગોનસના મરણ પછી તે તેણે પાછા જીતી લીધા. ૨૯૪ માં સાઇપ્રસ પણ ચોકકસપણે તેના કબજામાં આવ્યું. નવ વર્ષ પછી જે વારસની તરફેણમાં તેણે ઇજીપ્તની ગાદી પરથી પોતાનો હાથ ઉઠાવ્યો તેણે સેલ્યુકસના વારસ પાસેથી લેવાન્ટ કીના-રાનો બધો પ્રદેશ સંપૂર્ણપણે જીતી લીધો. ૧૯૯ થી ૧૪૫ સુધીનો આશરે પચાસ વર્ષનો સમય બાદ કરીએ તો ટોલેમીઓએ તેમના વંશના આ પહેલા બે રાજાઓએ જે જે જીતી લીધું હતું તે બધું રોમ તેમની જગ્યા લે ત્યાં સુધી પોતાના હાથમાં રાખ્યું, અને આ પંચાસ વર્ષના સમયના પાછલા ભાગમાં પણ દક્ષિણ સીરીયા ઉપર-ઉપરથી જો કે ડગમગી ગએલા સેલ્યુસીડ રાજ્યનો ભાગ ગણાતો! તો પણ ખરી રીતે જોતાં તેના ઉપર ઇજીપ્શ્યન સત્તા હતી.

આફ્રિકાની બહાર દરિયા કિનારા પરનો એક સાંકડો પ્રદેશ અને

સાઇપ્રસ અને સાઇક્લેડીસની વચ્ચે કેટલાક ટાપુઓ ધરાવવામાં ઇજીપ્તના મેસીડોનીયન રાજાઓનો ઉદ્દેશ સ્પષ્ટ રીતે વેપારને લગતો હતો. આ બધું તેઓએ લેવાન્ટનો વેપાર હાથ કરવાને અને પોતાના એલેક્ઝાન્ડ્રીયા બંદરને વાસ્તે કેટલીક ખાસ ચીજો ( મુખ્યત્વે કરીને વહાણોને માટે સાગનાં લાકડાં ) મેળવવાને માટે કર્યું હતું. ટાયરને ધૂળધાણી કર્યા પછી તેના ધણીએ આ શહેર શા માટે સ્થાપ્યું હતું, તેમજ ભૂમધ્ય સમુદ્રના કીનારાપરના તેના પ્રદેશો જાળવવામાં તેણે આટલી બધી તકલીફ શા માટે લીધી હતી તે પહેલો ટોલેમી સારી રીતે જાણતો હતો. ટોલેમીઓ પોતાનો ઉદ્દેશ પાર પાડવામાં સફળ થયા ખરા; પણ રોડસના પ્રજા–સત્તાક રાજ્યની હરીફાઇ કાઢી નાંખવામાં તેઓ કદી ફતેહમંદ થયા નહિ; અને ૨૪૬ માં કોસની લડાઇ પછી તેઓને ઇજીપ્તનો કાબુ તેના હાથમાં સોંપવો પડયો. પણ એલેક્ઝાન્ડ્રીયા કયારનુંએ એક મહાન સેમેટીક તેમજ ગ્રીક શહેર થઇ ચુકયું હતું; અને આ સ્થિતિમાં તે સૈકાઓ સુધી રહ્યું. પહેલા ટોલેમીએ ઇજીપ્તમાં હજારો યાહુદીઓને લાવી વસાવેલા કહેવાય છે; અને તેઓએ પણ થોડા વખતમાં પોતાના આ નવા દેશમાં રહેવાને ખુશી બતાવી લાગે છે. બીજા ટોલેમીના વખતે તેમાં કેટલા બધા યાહુદીઓ આવી રહ્યા હતા અને તેઓ ગ્રીક અસર નીચે કેટલા બધા આવેલા હતા, તે બતાવવાને માટે એટલું જ કહેવું બસ થશે કે તે રાજ્યમાં જ એલેક્ઝાન્ડ્રીયા ખાતે સેમીટીક પંડિતોએ યાહુદી ધર્મગ્રંથોનો સેપ્ટયુએજીન્ટને નામે ઓળખાતો ગ્રીક તરજુમો તૈયાર કર્યો હતો. જો કે પરધર્મીઓને ગ્રીક ધર્મમાં જવા દેવાની રાજ્યનીતિ ટોલેમીઓએ કદી , પણ ગ્રહણ કરી નહોતી તોપણ એન્ટીઓકસ એપીફેનીસ અગર બીજા કોઇ સેલ્યુસીડ રાજાએ દક્ષિણ સીરીયા પર જે અસર જાણીજોઇને કરી હતી તેના કરતાં એલેક્ઝાન્ડ્રીયાની અનિવાર્ય અસર તેના ઉપર વધારે થઇ. આ

બાબતમા તેમજ બીજી સદીના મધ્ય સુધીમા તો ખ્રીસ્તીશીયન શહેરો ગ્રીક વિદ્યા અને ગ્રીક તત્ત્વજ્ઞાનના નિવાસસ્થાન થઇ પડ્યા તેને માટે એન્ટીઓક કરતા એલેકઝાન્ડ્રીયાને વધારે માન—અગર વધારે દોષ—ઘટે છે

પરંતુ આ ગ્રીક તત્ત્વજ્ઞાન અને સેમીટીક ધાર્મિકવૃત્તિનુ મિશ્રણ ખ્રિસ્તી ધર્મરૂપે બહાર આવે તે પહેલા તો એલેકઝાન્ડરના છુટા થએલા વારસો સાથે અડધુ પૂર્વ એમની સામાન્ય અને બળવાન સત્તા તળે આવી ગયુ હતુ ટોલેમીક એલેકઝાન્ડ્રીયા અને સેલ્યુસીડ એન્ટીઓકે નવા ધર્મને માટે સેમીટીક લોકોને તૈયાર કર્યા હતા એ વાત ખરી પણ રોમન રાજ્યની સુલેહશાંતિ તળે તે ધર્મનો જન્મ થયો અને તેને આગળ વધવાની જગ્યા મળી તે, સમસ્ત દુનિયા જાણે છે તેમ, પૂર્વ તરફ નહિ પણ પશ્ચિમ તરફ વધવાનો હતો અને તેની શરૂઆતની સ્નેહ તથા નિષ્ફળતાથી તેના અંધારપુમા ગ્રીક ધર્મનો કેટલો બધો ભાગ હતો તે સ્પષ્ટ થાય છે ખ્રિસ્તી ધર્મ અસ્તિત્વમા આવ્યા પછી ચારસો વર્ષે તે એશિયાના ક્યા ક્યા પ્રદેશોમા પ્રસર્યો હતો તેને માટે નકશા તરફ નજર કરીશુ તો જણાશે કે સેલ્યુસીડ મહારાજ્યના સમયમા જે જે પ્રદેશોમા ગ્રીકો મોટા જથ્થામા ગયા હતા ત્યા ત્યા બધે તે ફેલાયો હતો, એટલુ જ નહિ પણ રોમનો કે જેઓનું રાજ્ય તેમના પહેલા થઇ ગએલા સેમીટાનીયનો કરતા ઘણા બહોળા વિસ્તારને પામેલુ હતુ—દાખલા તરીકે તેઓ મધ્ય અને પૂર્વ એશિયા માઇનરના ઘણા ખરા ભાગ ઉપર અને આખા આરમીનીયા ઉપર રાજ્ય કરતા હતા—તેઓએ પોતાની ગ્રીક અને રોમન પ્રજાને તેથી પણ આગળ ત્યા ત્યા વસાવી હતી ત્યા પણ તે પહોચ્યો હતો.

આટલા વિસ્તારની બહાર તે ભાગમા ગ્રીક અગર ખ્રિસ્તી ધર્મને માટે ઉંડા મૂળ ઘાલવાનુ અગર જીવને માટે રહેવાનુ ગર-જાયતુ નહોતુ આગ્નેય પૂર્વ પ્રદેશો—એટલે કે યુફ્રેટીસની પેલી પારના

દેશો-ઉપર તેમની કંઇ અમર થઇ નહિ, અને તેઓ તે અમર સાખી શકે તેમ પણ નહોતું. આપણે જોયું છે કે ક્રાઇસ્ટના જન્મ પહેલાં તેમનો ઘણોખરો ભાગ સે યુગીકોના હાથમાંથી જતો રહ્યો હતો, અને ત્યારપછી મીડીયન, પાર્થીયન, ઇરાની અને નેબેથીયન ઉપરાજ્યોએ પૂર્વના મધ્ય ભાગને પશ્ચિમની ગુનામગીરીમાંથી મુક્ત કર્યો હતો, અને જો કે રોમે અને ત્યારપછી બીઝેન્ટીયન મહારાજ્યે આમાંથી કેટલાક પ્રદેશને ફરીથી યુરોપની અસર તળે આણ્યો તોપણ જે દેશોમાં ગ્રીક ધર્મ ફેલાવવાને સેલ્યુસીડો નિષ્ફળ થયા હતા તે ભાગોને તેઓ કદીપણ તેની અમર નીચે લાવી શક્યા નહિ. આનો અર્થ એટલો જ કે મેસોપોટેમીયાની પૂર્વે ગ્રીક ધર્મ કદીપણ ફેલાયો નહિ, તેમજ ત્યાં આગળ તેણે જાથુની અમર કરી નહિ જે લોકો એમ કહે છે કે રોમન મહારાજ્યની બહાર ગ્રીક અસર સમૂળગી થઇ નહિ તે લોકોએ પાર્થીયન અને સેસેનીયન કારીગરી તરફ અને તેથી પણ પહેલાની ઉત્તર-પશ્ચિમ હિંદુસ્તાનની તેમજ ચીનાઇ તુર્કસ્તાનની શુદ્ધ કારીગરી તરફ નજર નાખવી જોઇએ આથી પણ આગળ વધીને શરૂઆતની મુસલમાની કારીગરી અને તેમની શરૂઆતની રાજ્યનીતિ ઉપર પણ ગ્રીક અસર ફેલાઈ હતી. પણ તે અસર નજીવી હતી ટુંક સમયને માટે પરદેશી ચીજો બીજા દેશમાં જાય અગર પરદેશી મોજશોખો ત્યાં વપરાય તેથી કરીને આપણે છેતરાવાનું નથી ચીનાઈ કારીગરીની ચીજો અગર જાપાની નાટકોને માટે પશ્ચિમના લોકોને શોખ છે, પણ તેથી કોઈ એમ નહિ કહી શકે કે તેઓ પૂર્વની અસર તળે છે તેવીજ રીતે જે નિર્ભાગી, ક્રેસસનું માથું રેસીફિન લાવ્યા તે વખતે પાર્થીયનો યુરીપીડીસનો લખેલો " બેકી " નાટક જોતા હતા તેથી કરીને એમ કહેવાય નહિ કે પશ્ચિમની અમરોએ તેમનામાં ઘર ઘાલ્યું હતું.

ટુંકામાં પૂર્વ તે પૂર્વ જ રહ્યું આટલી બધી ધાલધમાલ

પછી પણ પશ્ચિમની અસર તેના પર એટલી બધી નજીવી થઇ હતી કે તેની ધર્મતૃષ્ણા ત્યારપછી થોડાક વખતમાં જ ગ્રીક ધર્મથી વિરુદ્ધતા ધરાવનારા એક બીજા ધર્મથી છીપવાની હતી; અને તેનામાં હજી એટલું બધું બળ રહ્યું હતું કે ખોયેલી બધી ચીજો પાછી મેળવીને અત્યાર સુધી તે પશ્ચિમ એશિયાને રાજકીય તેમજ કેળવણીની બાબતોમાં પશ્ચિમથી સ્વતંત્ર રાખવાનું હતું. જો કે મેસીડોનીયન અગર રોમન કોઇપણ રાજ્યોથી નહી જીતાયલા એવા કેટલાક પૂર્વના દેશોપર આધુનિક યુરોપની સત્તા છે તો પણ આપણી મગરૂબીમાં આપણે ભૂલવું ન જોઇએ કે મેસીડોનીયનો અને રોમનોના હાથમાં એશિયાનો થોડો ભાગ હતો તે બધો પશ્ચિમના હાથમાંથી જતો રહ્યો છે. કદાચ યુરોપ ફરીથી ત્યાં પહોંચે, પણ તેમ કરવાનું સાધન તે તેનો સુધારો છે; પણ એશિયામાંથીજ જન્મેલા એક ધર્મ સિવાય આ સુધારાને અસ્તિત્વમાં આણવાનું કદી પણ બની શકયું હોત નહિ. તેથી કરીને ગમે તેમ પણ પશ્ચિમને માથે તો પૂર્વનું દેવું ઉભુંજ રહેવાનું.

---

# શ્રી સયાજી સાહિત્યમાલામાં પ્રકટ થયેલાં
# રાજનીતિ તથા ઇતિહાસ સંબંધી
## પુસ્તકો.

---

### રાજનીતિ

૧. (૧૯) **બ્રિટિશ રાષ્ટ્રિય સંસ્થાઓ.** પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ, એમ. એ. Buckland કૃત 'Our National Institutions" નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૧૯ ) ૦-૧૩-૦

૨. (૨૧) **શિસ્ત** કર્નલ નાનાસાહેબ જી. શિંદે અને મેજર કે. એન. સાવંત **मराठी** ( ૧૯૧૮ ) ૧-૦-૦

૩. (૩૧) **પાર્લામેંટ.** રા. રા. હરિરાય ભગવંતરાય બુચ. Ilbert કૃત " Parliament "નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૧૯ ) ૧-૪-૦

૪. (૪૬) **રાજનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ.** કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, બી. એ. એલએલ. બી. જેંક્સ કૃત " History of Politics "નો ગુજરાતી અનુવાદ ( ૧૯૨૦ ) ૧-૪-૦

૫. (૬૧) **પ્રાચીન હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્ય.** ચંપકલાલ લાલભાઇ મહેતા, બી. એ., એલએલ. બી. Dr. Mukerjee. કૃત " Local Self-Government in Ancient India " નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૨૪ ) ૧-૧-૦

૬. (૭૩) **जबाबदार राज्यपद्धति.** ( કે. ) પ્રો. મહાદેવ રામચંદ્ર બીડે, એમ. એ. **मराठी** ( ૧૯૨૧ ) ૦-૧૩-૬

૭. (૮૩) **पार्लमेंट.** દાજી નાગેશ આપટે, બી. એ., એલએલ. બી. Sir Courtney P. Ilbert કૃત " Parliament " નો मराठी અનુવાદ. ૧-૮-૦

૮. (૧૦૮) **સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ.** રામચંદ્રરાવ રાવજી પવાર બી. એ. એલએલ. બી, એમ. એ, એ. એમ. ( ૧૯૨૬-૧૯૨૭ ) ૦-૯-૦.

. (૧૩૦) આપણું પ્રાચીન રાજ્યતંત્ર. (અથવા રાજાપ્રજાના ધર્મો) મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક, બી. એ., લક્ષ્મીનાથ બદરીનાથ શાસ્ત્રી, બી. એ. અને શ્રીધર લક્ષ્મણ પદેશાસ્ત્રી. ( ૧૯૨૮ ) ૧–૪–૦

૦. (૧૭૬) राजनीतिशास्त्रांचीं मूळतत्त्वें ભાસ્કર ત્ર્યંબક કાળે. બી. એ.; એફ. આર. ઇ. એસ. मराठी ( ૧૯૨૯ ) ૨–૧–૦

૧. (૧૮૭) કૌટિલીય અર્થશાસ્ત્ર. જયસુખરાય પુ. જોશીપુરા એમ. એ. ( ૧૯૩૦ ) ૩–૮–૦

૨. (૧૯૮) જગતની રાજનીતિ અને હિંદ. વિઠ્ઠલદાસ કાનજી બૂતા, તારકનાથ દાસના " India in World Politics " નો અનુવાદ. ( ૧૯૩૨ ) ૦–૬–૦

૩. (૨૨૦) કેનેડાનું જવાબદાર રાજતંત્ર. પ્રો. ચિમનલાલ મગનલાલ ડૉક્ટર એમ. એ.; એલ એલ. બી. ( ૧૯૩૩ ) ૧–૮–૦

૪. (૨૩૫) સરલ રાજ્યશાસ્ત્ર ડૉ. જ્યોતીન્દ્ર માર્કંડ મ્હેતા એમ. એ; પીએચ. ડી; બાર–એટ–લૉ (૧૯૩૫) ૧–૦–૦

## ઇતિહાસ.

૧ (૩૯) हिंदुस्थानचा लष्करी इतिहास व दोस्तराष्ट्रांच्या फौजा કર્નલ નાનાસાહેબ શિંદે. સ્વતંત્ર મરાઠી લેખ. (૧૯૨૧) ૨-૮-૦

૨. (૬૫) हिंदुस्तानचा अर्वाचीन इतिहास: मराठी रियासत ( मध्यविभाग ) ( ૧૭૦૭–૧૭૪૦ ) ગોવિંદ સખારામ સરદેસાઇ બી. એ. मराठी ( ૧૯૨૦ ) ૨–૧૨–૦

૩. (૬૬) सदर (मध्यविभाग भाग २) (૧૭૪૦–૧૭૬૧) ગોવિંદ સખારામ સરદેસાઇ બી. એ. मराठी ( ૧૯૨૧ ) ૩–૦–૦

. (૬૮) हिंदुस्तानचा अर्वाचीन इतिहास—मराठी रियासत ( मध्यविभाग ) ( १७६१ ) पानिपत प्रकरण ગોવિંદ સખારામ સરદેસાઇ, બી. એ., मराठी ( ૧૯૨૨ ) ૨–૪–૦

. (૮૨) રોમનો ઇતિહાસ. ભરતરામ ભાનુસુખરામ મહેતા, એ. ટી. સી. ઇ. Mendel Creighton કૃત " History of Rome " નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૨૩ ) ૧–૦–૦

(૯૦) **मराठ्याचा प्रसिद्ध लढाया** કર્નલ નાનાસાહેબ ગણપતરાવ શિંદે. મરાઠી ( ૧૯૨૨ ) ૩–૨–૦

૭ (૯૮) **अप्रसिद्ध ऐतिहासिक चरित्रें.** વિનાયક સદાશિવ વાકસકર મરાઠી ( ૧૯૨૫ ) ૧–૦–૦

(૧૦૧) **અશોકના શિલાલેખો** ભગતરામ ભાનુસુખરામ મહેતા એ ટી સી ઇ ( ૧૯૨૬ ) ૧–૬–૦

૯ (૧૦૯) **વડોદરા રાજ્યનો ઇતિહાસ** (ઇતિહાસ-ગુચ્છ) ચુનીલાલ મગનલાલ દેસાઇ બી. એ રા બ ગોવિંદભાઇ અને (સ્વ) એ બી ક્લાર્ક એમણે ગ્રંથેલા "Baroda Gazetteer" ના ઇતિહાસ સંબંધી પ્રકરણનો આ ગુજરાતી અનુવાદ છે ( ૧૯૨૭ )

૧૦ (૧૧૫) **ઇંગ્લંડ અને હિંદુસ્તાન** (સ્વ ) સત્યેન્દ્રરાવ ભીમરાવ દીવેટિયા બી એ R C Dutt કૃત "England and India"નો ગુજરાતી અનુવાદ ( ૧૯૨૭ ) ૦–૧૫–૦

૧૧ (૧૨૩) **हिंदुस्तानच्या इतिहासांतील गोष्टी** મહાદેવ મુકુંદ જોશી બી એ એલએલ બી. P T Shrinivas Iyengar કૃત " Tales from the Story of India ' **મરાઠી** અનુવાદ ( ૧૯૨૮ ) ૦–૧૨–૦

૧૨ (૧૨૬) **મરાઠી રિયાસત** મધ્ય વિભાગ ભાગ પહેલો ( ઇ. સ. ૧૭૦૭–૧૭૪૦ ) ભરતરામ ભાનુસુખરામ મહેતા, એ ટી સી ઇ, સરદેસાઇકૃત મરાઠી ગ્રંથનો ગુજરાતી અનુવાદ ( ૧૯૨૮ ) ૨–૧–૦

૧૩. (૧૩૭) **जर्मन साम्राज्याची पुनः स्थापना** વિનાયક ગણેશ આપટે, બી એ Col Malleson કૃત "Refounding of the German Empire "નો મરાઠી અનુવાદ. (૧૯૨૮) ૨–૧૪–૦

૯. (૧૩૦) આપણું પ્રાચીન રાજ્યતંત્ર. (અથવા રાજાપ્રજાના ધર્મો) મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક, બી. એ., લક્ષ્મીનાથ બદરીનાથ શાસ્ત્રી, બી. એ. અને શ્રીધર લક્ષ્મણ પરેશાસ્ત્રી. (૧૯૨૮) ૧-૪-૦

૧૦. (૧૭૬) राजनीतिशास्त्राचीं मूळतत्त्वें ભાસ્કર ત્ર્યંબક કાળે. બી. એ.; એફ. આર. ઇ. એસ. મરાઠી (૧૯૨૯) ૨-૧-૦

૧૧. (૧૮૭) કૌટિલીય અર્થશાસ્ત્ર. જયસુખરાય પુ. જોશીપુરા એમ. એ. (૧૯૩૦) ૩-૮-૦

૧૨ (૧૯૮) જગતની રાજનીતિ અને હિંદ. વિઠ્ઠલદાસ.કાનજી ભૂતા, તારકનાથ દાસના "India in World Politics" નો અનુવાદ. (૧૯૩૨) ૦-૬-૦

૧૩. (૨૨૦) કેનેડાનું જવાબદાર રાજતંત્ર. પ્રો. ચિમનલાલ મગનલાલ ડૉક્ટર એમ. એ.; એલ એલ. બી. (૧૯૩૩) ૧-૮-૦

૧૪. (૨૩૫) સરલ રાજ્યશાસ્ત્ર ડૉ. જ્યોતીન્દ્ર માર્કંડ મ્હેતા એમ. એ; પીએચ. ડી; બાર-એટ-લૉ (૧૯૩૫) ૧-૦-૦

## ઇતિહાસ.

૧ (૩૯) हिंदुस्थानच्या लष्करी इतिहास व दोस्तराष्ट्रांच्या फौजा કર્નલ નાનાસાહેબ શિંદે. સ્વતંત્ર મરાઠી લેખ. (૧૯૨૧) ૨-૮-૦

૨. (૬૫) हिंदुस्तानचा अर्वाचीन इतिहासः मराठी रियासत (मध्यविभाग) (૧૭૦૭-૧૭૪૦) ગોવિંદ સખારામ સરદેસાઇ બી. એ. મરાઠી (૧૯૨૦) ૨-૧૨-૦

૩. (૬૬) सदर (मध्यविभाग भाग १) (૧૭૪૦-૧૭૬૧) ગોવિંદ સખારામ સરદેસાઇ બી. એ. મરાઠી (૧૯૨૧) ૩-૦-૦

૪. (૬૮) हिंदुस्तानचा अर्वाचीन इतिहास—मराठी रियासत (मध्यविभाग) (१७६१) पानिपत प्रकरण ગોવિંદ સખારામ સરદેસાઇ, બી. એ., મરાઠી (૧૯૨૨) ૨-૪-૦

૫ (૮૨) રોમનો ઇતિહાસ. ભગતરામ ભાનુસુખરામ મહેતા, એલ. ટી. સી. ઇ. Mendel Creighton કૃત "History of Rome" નો ગુજરાતી અનુવાદ (૧૯૨૩) ૧-૦-૦

૬. (૯૦) **मराठ्यांचा प्रसिद्ध लढाया.** કર્નલ નાનાસાહેબ ગણપતરાવ શિંદે. मराठी ( १९२२ ) ૩–૨–૦

૭. (૯૮) **अप्रसिद्ध ऐतिहासिक चरित्रें.** વિનાયક સદાશિવ વાકસકર मराठी ( १९२५ ) ૧–૦–૦

૮. (૧૦૨) **અશોકના શિલાલેખો.** ભગતરામ ભાનુસુખરામ મહેતા. એ. ડી. સી. ઇ. ( ૧૯૨૬ ) ૧–૬–૦

૯. (૧૦૯) **વડોદરા રાજ્યનો ઇતિહાસ.** (ઇતિહાસ-ગુચ્છ) ચુનીલાલ મગનલાલ દેસાઇ. બી, એ રા. બ ગોવિંદભાઇ અને (સ્વ.) એ બી. કલાર્ક એમણે ગ્રથેલા "Baroda Gazetteer" ના ઇતિહાસ સંબંધી પ્રકરણનો આ ગુજરાતી અનુવાદ છે. ( ૧૯૨૭ )

૧૦. (૧૧૫) **ઇંગ્લંડ અને હિંદુસ્તાન** (સ્વ.) સત્યેન્દ્રરાવ ભીમરાવ દીવેટિયા બી. એ R C Dutt કૃત "England and India"નો ગુજરાતી અનુવાદ ( ૧૯૨૭ ) ૦–૧૫–૦

૧૧. (૧૨૩) **हिंदुस्तानच्या इतिहासांतील गोष्टी** મહાદેવ મુકુંદ જોશી બી. એ એલએલ બી. P. T Shrinivas Iyengar કૃત " Tales from the Story of India " मराठी અનુવાદ ( ૧૯૨૮ ) ૦–૧૨–૦

૧૨. (૧૨૬) **મરાઠી રિયાસત મધ્ય વિભાગ ભાગ પહેલો** ( ઇ. સ. ૧૭૦૭–૧૭૪૦ ) ભરતરામ ભાનુસુખરામ મહેતા, એ. ડી. સી. ઇ., સરદેસાઇકૃત મરાઠી ગ્રંથનો ગુજરાતી અનુવાદ ( ૧૯૨૮ ) ૨–૧–૦

૧૩. (૧૩૭) **जर्मन साम्राज्याची पुनः स्थापना** વિનાયક ગણેશ આપટે, બી એ. Col Malleson કૃત "Refounding of the German Empire "નો मराठी અનુવાદ. (૧૯૨૮) ૨–૧૪–૦

૧૪. (૧૫૦) હિંદુસ્તાનના ઇતિહાસની વાતો. ભરતરામ ભાનુસુખરામ મહેતા એ. ટી. રી. શ્રીનિવાસ આયંગારકૃત " Tales from the Story of India " નો અનુવાદ. ( ૧૯૨૮ ) ૦–૧૨–૦

૧૫. (૧૮૪) મંગોપાર્કની મુસાફરીઓ. સુમન્ત નાથજી ભટ્ટ બી. એ એલએલ. બી. ' Travels of Mango Park ' ઉપરથી ( ૧૯૩૦ ) ૧–૧૪–

૧૬. (૧૮૫) પ્રાચીન બાબિલોનિયા. મનમુખલાલ મોહનલાલ પોટા બી. એ. ( ૧૯૩૦ ) ૧–૧–

૧૭. (૧૯૭) आलमगीर के पत्र. પંડિત શાન્તિપ્રિય હિંદી ( ૧૯૩૨ ) ૦–૧૦–૦

૧૮. (૨૦૮) અમેરિકાનાં સંયુક્ત રાજ્યો. પ્રો. ચીમનલાલ મગનલાલ ડોક્ટર એમ. એ, એલએલ. બી. લાલા લજપતરાયના " United States of America" તથા બીજાં પુસ્તકોને આધારે ૧–૮–૦

૧૯. (૨૨૩) तंजावरचे मराठे राजे. વિનાયક મહાશિવ વાકસકર (૧૯૩૩) મરાઠી ૧–૯–૦

૨૦. (૨૨૪) રાજા છબીલારામ બહાદુર. માનશંકર પીતાંબરદાસ મહેતા ( ૧૯૩૩ ) ૧–૧૪–૦

૨૧. (૨૨૮) प्राचीन युद्धविद्या (ફિ.) રા. બા. કૃષ્ણાજી વિનાયક વઝે એલ. સી. ઇ. (૧૯૩૪) મરાઠી ૧–૦–૦

૨૨. (૨૨૯) મેગાસ્થિનીસના સમયનું હિંદ. ચુનીલાલ બેચરલાલ ભટ્ટ બી. એ. બી. ટી. ( ૧૯·૪ ) ૦–૮–૦

૨૩. (૨૩૦) ઇટાલીમાં નવચેતન નરેન્દ્ર રતીકરરાય દેસાઇ, બી. એ. (૧૯૩૪) ૧–૦–૦

૨૪. (૨૩૧) ઇત્સીંગના સમયનું હિંદ ભાલચંદ્ર મંછારામ દેસાઇ એમ. એ. (૧૯૩૪) ૧–૧૨–૦

૨૫. (૨૩૧) પ્રાચીન પૂર્વ કલ્પતરામ હ. પાઠક બી. એ, (૧૯૩૫) ૦–૧૨–૦